

કલ્પિત.

# સિદ્ધિ ચારૂનાટક.



કિંમત રૂા. ૧॥ પો. જુદું.



કલ્પિત.

# સિદ્ધિ ચારૂ નાટક.

## ત્રિઅંકી.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,


નર્મદાશંકર નાગજી ત્રવાડી.

સ્થળ માતાજીના નેત્રા-કચ્છ



પ્રથમાવૃત્તિ પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

કિંમત રૂ. ૧॥ પ્રો. જુદું.

# અર્પણ પત્રિકા.

॥ ૐ ॥

તને પ્રણામ છે, તું નિષ્કામ છે. તને વ્હાલું લાગે એવું કર્તવ્ય કરાવવા પ્રેરણા કરવા આ તારી પ્રેરણાનું સ્ફુરણાનું સ્વરૂપ તનેજ અર્પું છું.

નેતી નેતી કરતો સર્વની માફક.

નર્મદ.

# પ્રસ્તાવના,

ઇશ્વરી પ્રેરણાથી દરેક તેની ઉત્પન્ન કરેલી વસ્તુ, નિયમિત, પોત પોતાનું કર્તવ્ય કરતી રહેલી જોવામાં આવે છે. એટલે કે કોઇ પણ વ્યક્તિ, હું કરૂં છું એવું મિથ્યાભિમાન રાખનાર ઇશ્વર સત્તાની સામે થવારૂપ અપરાધ ભાગીજ થાય છે. એ નિયમે, એજ પરમકૃપાળુની કૃપાથી આ પુસ્તકની આરંભ અને પૂર્ણાહુતિ થએલી છે. એટલે જે આનંદ વાચકને થાય, તે તમામ પ્રેરણા એજ પરમ કૃપાળુની છે.

પ્રેરણાથી સ્ફુરણા થાય, અને સ્ફુરણાથી વસ્તુનું દર્શન થાય, તેજ નીયમે આજના વર્તમાન સમયનો ચિતાર તેનું સ્ફુરણ–"સિદ્ધિચારૂ" એટલે પવિત્રતા તેજ સિદ્ધ છે. અને સિદ્ધ,=સિદ્ધિ એજ પવિત્રતાનું ઉપનામ કહીએ તો ઘણો બાધ આવે એમ નથી. ગાન, તાન, ધ્યાન, વ્યાપાર, આગારાદિમા પણ, જ્યાં ચારૂતા, એટલે પવિત્રતા છે. ત્યાંજ સિદ્ધિ છે. એટલે અનાચારથી સમસ્ત પૃથ્વીની અવદશાનું અવલોકન, જે દરેક વ્યક્તિના બાહ્યાંતર પટમાં સાક્ષાત્ ચિત્રરૂપે રમ્યા કરે છે, તેનું મૂળ કારણ શું ? અને પુનઃ આ ઉપાધીઓમાંથી કેમ બાહાર આવીએ તેના પ્રિસ્ક્રીપશન, કે પ્રયોગ, કે નમુના રૂપ, આ કાલ્પનિક કહેવાતો પણ જ્ઞાન દ્રષ્ટિથી સાનિધ્ય પ્રકાશતો સિદ્ધિચારૂ આનંદ માટે ખેલરૂપમાં ગુંથાએલો છે.

અપવિત્ર, વિચારો સેવનારનું અનિષ્ઠ થાય એ તો ખુ-

ફલુંજ છે. પણ એના દર્શન મનનથી પણ અંશે પરિણામ મળે છે. માટે આ “સિદ્ધિચારૂ” આદાંત વિચાર અને મનન પૂર્વક પવિત્ર ચિત્તથી અને પવિત્ર વિચારથી વાંચવાથી સ્વતઃ સિદ્ધિ, વાચકને સાનિધ્ય પ્રકાશી રહેવામાં કર્તાને કશો પણ શક નથી.

લાંબા વખતથી હિન્દુસ્તાન તો શું પણ સમસ્ત પૃથ્વીમાં મોહક વસ્તુઓએ પ્રથમ, અને તેના પરિણામે ઇતર લોકોને ફેશનેબલ બનાવ્યા, એટલે એજ ફેશને સમસ્ત પૃથ્વીનું સત્યાનાશ વાળ્યું, જેથી માત્ર, ફેશન રૂપ કલ્પનાને કલીરાજ ગણી ચિત્રપાડી તેનાજ કામ ક્રોધાદિક સલાહકારોનું મંડળ બનાવી, આજ કાલના એવા ફેશનમાં ફસેલાઓને ચિત્રી બતાવ્યા છે. અંતમાં એ ફેશનમાં ફસેલાઓ ફેશનમાંથી મુક્ત થવાથી વસંત આનંદ અને અરૂણોદય, અરૂણ નામ સૂર્ય અને તેનો ઉદય થતો જોઇ આ જગતની વાડી શોકથી કરમાતાં અજ્ઞાનના અંધારામાં કળી રૂપે ફેશને કબજે કરેલ તેમાંથી મુક્ત થતાં પ્રફુલિત વદને. આનંદમાં પૂર્ણાહુતી કરેલી છે. સિદ્ધિચારૂ ખાસ આર્યસ્થાનને માટેજ બનાવવાં કે કલ્પવામાં આવેલો નથી પણ સમસ્ત પૃથ્વીના જનસમાજને બાંધવગણ સમજી સર્વમાન્ય આદર્શથી આળેખવામાં આવેલ છે. કિન્તુ કર્તાના અપરિચયનું વર્ણન આવવું અશક્યજ છે. એટલે કોઈ પણ વ્યક્તિ પોતાના દેશગણુતામાં ભ્રાતૃભાવ વધારવા સર્વ

પૃથ્વીનો એકજ ઈશ્વરજ પિતા છે. એમ સમજી શુદ્ધાચારનું પ્રસરણ કરે તો એ કાંઈ થોડા આનંદની અને સુખની વાત નથી એ મહામંત્રજ સિદ્ધિચારૂ છે.

કર્તાનો આશય રાજ્યભક્તિ, દેશભક્તિ, કોમભક્તિ, દેવભક્તિ એ તમામ ભક્તિ શબ્દનો જે શબ્દમાં સમાસ થતો હોય. તેના સાથે, પવિત્રતાજ રાખવાથીજ મોક્ષ, આનંદ, કે કર્તવ્ય રાખેલો છે. અપવિત્ર, અનાચાર, અસંસ્કારનું નામજ અરેગ્યુલરતા. એટલે જેની રેગ્યુલરતા નથી. એટલે એ નાશવંતજ છે, એમ ઠસાવેલું છે. છતાં પણ વાંચનાર પોતાની દુર્બુદ્ધિ અનુસાર કપોળ કલ્પનાથી કુતર્ક કરી સિદ્ધિચારૂના, સિદ્ધાંતને અળગો મૂકી અવગણના કરશે તેનું પરિણામ તેનેજ આભારી છે. નાટકોની રીત, નોવેલોની રીત. વંશપરંપરાનું વર્તન, ઈતિહાસ, કે કલ્પિત, સ્વરૂપ, ગોઠવી નાયક, નાયકા, પુત્ર સેવકો વગેરેની સાંકળ ગોઠવવાની છે. તેમ આ સિદ્ધિચારૂમાં વાચક પ્રેક્ષકને જણાય એમ થોડું છે. તેનું કારણ આ માત્ર, એક જાતના સ્વપ્નાવસ્થાના ચિતારોજ સીનેમારૂપ, પ્રકાશ્યા છે. છતાં પણ કોઈ વિદ્વાન વર્ગ સહુ સમજી શકે એવી સાદી ભાષામાં આવાં નાટકો લખવાનો યત્ન આદરશે તો પ્રેમલા પ્રેમલી અને વ્હાલા વ્હાલીનાં શૃંગારિક લખાણોથી આ સિદ્ધિચારૂના સ્કુડ઼ોની માફક સડતાં અટકતાં જોઈ સૃષ્ટિપર ઉપકાર કર્તા થશે.

આ પુસ્તકની કિંમત વધારે પડતી હોવાનું કેટલાક મારા સન્મિત્રો તરફથી શરૂઆતમાં કહેવાએલું પણ લખનારના શબ્દોની કિંમત ગણી તેનો ઉપયોગ થાય તો પ્રેમલા, પ્રેમલીનાં વાંચન અને રાત્રિના ઉજાગરામાં દુરવ્યસનાદિથી થતા વ્યયના પ્રચારથી સર્વત્ર હાનીજ છે. તે સ્થળે આથી સર્વત્ર સિદ્ધિ થતાં તેનું મૂલ્યજ નથી એમ સમજાયા બાદ એ આક્ષેપ ટુંકા, મનના લોભીઓ અને અશક્ત પુરૂષો તરફથી બક્ષિશ મળવા માટે રાખી મૂકવામાં આવેલો છે.

અમદાવાદમાં સખ્ત પ્લેગ, કાગળોની મોંઘવારી, મજુરોની મોંઘવારી વગેરે તમામ ગેર વ્યવસ્થાના સંયોગોની વિપત્તિ અનુભવિઓજ સમજી શકે એમ છે, એટલે કંઇપણ ભૂલચૂકને માટે એ દુષ્ટ પ્લેગને ગાળો ન દેતાં આ સિદ્ધિચારૂના વૃક્ષરાજની સેવા કરવા પ્રાર્થના છે.

હિન્દુ, મુસલમાન, યુરોપ્યન, યાહુદી, પારસી કે કોઈ પણ કોમ, કે રાજ્ય, કે ધર્મ એકત્ર બળથી તેપણ સાત્વિકબળથી જનસમાજને શુદ્ધ સ્વતંત્રતામાં રમે અને રમાડે અને રમતાં શીખવે એવી અંતિમ પ્રાર્થનાથી કર્તા વિરમે છે.

કર્તા.

નર્મદાશંકર નાગજી ત્રવાડી.

---

# પાત્રોના નામ.

સૂત્રધાર—નાટક કર્ત્તા.
નટી—સૂત્રધારની સ્ત્રિ.
વિદુષક—મશ્કરો.

નારદ.
ગજાનન.
શક્તિ.
શંકર.
વિષ્ણુ.
} કલ્પિત દેવો.

કળી ફેશન. } કલ્પિત રાજા અને તેની સ્ત્રિ.

દીનયારજી—શુદ્ધ ફકીર.
ઇશ્વરાનંદજી—યોગી.
ભ્રમિવાનંદ—ચેલો.
પાદરી—ઉપદેશક.
ભોળાભાઇ—શાહુકાર.
દ્વારકાંદાસ—સટોરીયો.
વિષયલાલ—ફેશનમાં ફસેલો.

વૃક્ષરાજ.
ડોસો.
ડોસી.
વિમળા.
સમુણુભા.
નિર્મળા.
વસંત.
વાડી.
અરૂણોદય.
ભટાકસિંહ.
ઉદ્ધતસિંહ.
} દેવો દેવીઓ, રૂપીઓ વગેરેના અવતારો.

લોફરલાલ.
ગંદી ગુલાબ.
છુડેલ છબીલી
} અસુરો, પિશાચણીઓ, રાક્ષસી.

કામાજી ક્રોધાજી, મોટાજી.
લોભાજી, મદાંધજી, પાખંડાનંદ.
દંભશંકર, વિલાસચંદ્ર.
માખણદાસ બોટલલાલ.
ગમારદાસ, સવલો, લબાડદાસ.
લંબકણસિંહ.
દુષ્કાળસિંહ, દરિદ્રતાદેવી.
} કળીના સેવકો.

વગેરે, વગેરે, વગેરે.

ૐ

# સિદ્ધિ ચારૂ.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

(નેપથ્યમાં) અસિત્ ગિરિસમસ્યાત્ કજ્જલમ્ સિંધુપાત્રે,
સુર તરૂ વર શાખા લેખિનિ પત્ર મૂર્વિ;
લિખતિ યદી ગૃહિત્વા શારદા સર્વકાલમ્,
તદપિ તવ ગુણાનામીશ પારમ્ નયાતી.

સૂત્રધાર—સત્ય છે સત્ય છે સત્ય છે. તારા ગુણોનો પારજ નથી. શું સુંદર પ્રાર્થના? અહીંઆં નજીકમાંજ કોઇ દેવમંદિરનો ભાસ થાય છે. વિપ્રવૃંદો, ભુસુરો, શિવાય આવી સંસ્કૃત-દેવવાણી, સર્વની માતુશ્રી નોધ્વની ક્યાંથી હોય? પ્રભુ મને આપેલા અંતરપટના સુંદર ચિતારોનું આશું દર્શન અપાય છે? શિવ શિવ શિવ-હું અત્યારે તો જાગ્રત દશામાં છું. અત્યારે સ્વપ્નુ નથી. ચોક્કસ-મનુષ્ય જેવા વિચારમાં ગુંથાયો હોય છે, તેનાજ મનન રટણ, નિદિધ્યાસમાં લીન હોય છે, ત્યારે આજુબાજુના અનુભવો વિસરી સ્વપ્નાવસ્થારૂપ દશા

થાય છે, નાના ? વિચામાંજ તદ્દરૂપ થાય છે, વિચારનુંજ સ્વરૂપ બની જાય છે.

નટી—( અકસ્માત આવી ગુપચુચ ) માણસની ક્યારે કઈ દશા થશે તે કાંઈ કલ્પિ શકાતું નથી. આ મારા સ્વામી ? અત્યારે; કેવા ધ્યાનમાં લાગેલા છે, શું ધ્યાન કરે છે, ? કોનું સ્વરૂપ બની જાય છે; ? જરા જોઉ તો ખરી. ( છુપાઈ જાય છે. )

ગીતી.

સૂત્રધાર—કણનો મેરૂ કરતો મેરૂનો કણ કરે પલકમાંહીં,
આ જગ રચના એવી ભમતો હું તું કરે સહુ જ્યાંહી;
એમ અનેક ઉપાધી થી નહીં સાધી શકું કંઇ સારૂં,
વ્હાલાં તન વમળોમાં વિંટાઇ જાતાં નિશદિન હું ભાળું.

વિદુષક

ચોપાઈ.

વીંટાયો ગોળ મોદકમાં હું ભમતો,
જો આ સૃષ્ટિ એવીમાં હું રમતો;
કરી દુષ્ટોની ટીખળ દમતો,
મારે ધોલ્લ ધપોલા તે ખમતો.

સૂત્રધાર—આ કોણ વ્હાલો વસંત ? વાહરે વસંત ?

ગીતી.

વસંત તાપ સહે છે અરૂણોદયની સાથ સહન કરતાં,
પણ મહાન તુજ જેવાં મસ્ત ફરી નહીં નજર તહીં ધરતાં.

( વિચારમાં ગુંથાય છે. )

**વિદુષક**—હા હું મહાન સાચો પણ મોરબી ? અરે ભુલ્યો; "ઇ" એતો નારીજાતી થઇ. અને તમે તો પુરૂષ, એટલે મોરબા હાહા સમજ્યો બરાબર.

કેરબો.

ડાહ્યા ડમરા તમને પરની લાગે વાત પ્યારીરે. ડાહ્યા.
પરની વાત પ્યારીરે પરની વાત પ્યારીરે; ડાહ્યા.
પગ નીચે જ્વાળા જે સળગે એ અવલોકો આપ,
દીવા પાછળ થાય અંધારૂં નજરે દેખો આપ; ડાહ્યા.

ભાઇ દિવાનાની માફક ! અરે ભુલ્યો, યોગીની માફક, નાના ? ભોગીની માફક, સાચેસાચું કહું છું એક સાચા રોગીની માફક. "વ્હાલાં તનવમળોમાં વિંટાઈ જાતાં નિશદિન હું ભાળું " અહીં ક્યાં છે. વમળ ? ક્યાં છે તન એટલે શરિર ? વળી ક્યાં છે વીટાવું ! એ શું ? કાંઇ ત્રિદોષ થયો છે કે શું ? અરે આંહીં કોઇ વૈદ છે વૈદ ?

**નટી**—સદ્‌ગુણી વસંત ? આ જુઓતો ખરા સ્વામિનાથને આજ કઈએક દિવસ થયા. કોણજાણે શું ઘેલું લાગ્યું છે ? આમજ કર્યા કરે છે. ઘણીક વખત; મારા બાંધવો, મારા ભાઇઓ; આખું જગત્ ડુબતું જાય છે. રસાતાળ જાય છે, શું કરવું ? હરિ હરિ હરિ ! એવા ઉદ્‌ગાર કાડતાજ રહ્યા છે. એમના હૃદયમાં શી વાત રમીરહી છે ? તે કશી સમજાતી નથી. મારા પ્રાણેશની આ સ્થિતિ

જોઈ મારૂં અંતઃકરણ બળ્યા કરે છે. એવી કોણ અધમ હશે ? કે પોતાના પત્તિની વિપત્તિમાં કુશળ હોય ?

સૂત્રધાર—( ચોંકી ) સદ્‌ગુણી રામા ? અને વ્હાલા વસંત ? હું શા વિચારમાં છું, શું કરવા ધારૂં છું, તેનું સ્વલ્પ-વર્ણન તુરતજ સમજાવી આપું કે જેથી તમોને વિશેષ સમય વિચારવમળમાં વીંટાવું ન પડે. તમે બેઉ એટલું તો સમજી શકો છો કે અત્યારે આપણે આ સંસારરૂપ નાટકભુમીની અંતરપટ, નાટ્ય ભૂમીપર છીએ. પ્રેક્ષકો આપણું કર્તવ્ય નિહાળવા આતુર થઈ રહેલા છે. તેઓને પણ અધીરા ન બનાવવા મારી ફરજ છે, સમજી આજે “સિદ્ધિ ચારૂ” નામનો ખેલ જે એક જાતનો અત્યારના સમયના અનાચાર, અસિદ્ધિ અને સર્વકાળ ચારૂ=પવિત્રતાથી સિદ્ધિ મળે છે. તત્ સંબંધે કાલ્પનિક ખેલ ઇશ્વિર પ્રેરણાએ ઉત્પન્ન કરાયો છે, તે ભજવવાનો છે.

જણુતી જણુતો ભક્તજણ કાં દાતા કાં શૂર,
નહીંતર રહેજે વાંઝણી પણ ખોઈશ ના નૂર.

એ મહત્ પુરૂષોના વાક્યાનુસાર દેશી વિદેશી અત્રે પધારેલા અને બિરાજીત થએલા એવા સત્પુરૂષોને “ ફેશનરૂપ કલીના અનાચારથી ” શીશિ વિપત્તિઓ ભોગવવી પડે છે તેનું ચિત્ર બતાવી તેનો ચિતાર તેઓનાં સ્ફાટિક સરખાં શુદ્ધ અંતરોમાં ઉતારવાની મારી ઈચ્છાંમાં સ્હાયતારૂપ થશો.

**વિદુષક**—અમારી સ્હાયતા તો ઠીક પણ પ્રેક્ષકોની ચાહના નું શું ? એ તપાસ્યું છે ?

**સૂત્રધાર**—ચાહના ? શું કહે છે ? આ સમસ્ત પ્રેક્ષક મહાનુભાવો કોણ છે ? મારા બાંધવ છે, પ્રભુનાં બાળ છે; વિદ્વાન છે; તેઓને ચાહના ન હત તો અત્ર કૃપા કરી પોતાનો અમૂલ્ય સમય અને સાથે પૈસાનો ભોગ આપી પધારતે જ શા માટે ?

**વિદુષક**—આ તારાં વાજાંના અવાજપર તો ? અમે પણ તાજા ટકોર થઇને મફત આવ્યા છીએ. ને આ તારાં નાંજાં-સાહેબના કલકલ કંઠના કેકારવ માટે પણ ખરા હો ?

**સૂત્રધાર**—જ્ઞાનીકો જ્ઞાની મિલે તો રસકી લૂંટાલૂંટ,
અજ્ઞાનીસેં જ્ઞાની મિલે તો ઉલટી માથાકૂટ.

એ અક્ષરસઃ ખરૂં છે. મારા મનનો ઉત્સાહ, મારા દ્રઢ સંકલ્પો, અને મારૂં કહી બતાવવાનું નહીં પણ કરી બતાવવાનું આ કાર્ય, તું તારી નજરેથી જોજે, અને એમાંથી સારૂં ગ્રહણ કરજે, બાકીનું ફેંકી દેજે. બસ ? વ્હાલી ? (નટી તરફ નજર કરીને) ચાલો ચાલો દર્શનની વેળા થાય છે.

**વિદુષક**—જોઈશું કે તમારો ઉપદેશ શું અસર કરે છે ? જ્ઞાની વિવેકીને તો લાગશે. પણ મારા સરખા બોથડમલ-ઉં

ઠીક ઠીક ચાલવા દો ચાલો સ્વાંથપિાનાં શસ્ત્રોના ધારક થાઓ.

નટી—સ્વામીનાથ? આપણે દર્શન કરવા જશું તે પહેલાં ઈશ્વરસ્તવન કરવાથી આપણા કાર્યમાં અધિક ઉત્સાહ થશે એમ મારી પ્રાર્થના છે. પાત્રોને બોલાવું છું. (પાત્રો બોલાવે છે.)

સૂત્રધાર—વિદુષક હા. હા. સર્વ પાત્રો સાથે.

ધનાશ્રી.

અજર અમર એક તુંહીં (૨)
નર તું, નારાયણ તું અયન તુંહીં એક તુંહીં; અજર.
બ્રહ્મ અહમ્ અનહલક અહુરમજદ તુંહીં એક તુંહીં; અજર.
શેષ શારદ તુંહીં કર્મમાં પણ તુંહીં તુંહીં. અજર.
(ગાયન પૂર્ણ થતાં સહુ પાત્રો જતાં રહે છે.)

વિદુષક—(એકલો ચાળા કરતો)

ઠુમરી.

ભજગોવિંદમ ભજગોવિંદમ (૨) ગોવિંદમ ભજ મૂઢમતે,
જટિ લો મુંડી લુંચિત કેશ કાશાયામ બર બહુ ધૃત્ત વેશ.
પશ્યન્નપિ નચ પશ્યન્તિ લોક ઉદર નિમિત્તમ બહુ કૃત શોક.
ભજ ગોવિંદમ.

હરિ હરિ હરિ? જટાઓ રાખી, કોઇએ મુંડ મુંડાવી

માથાના કેશોં ખેંચાવી નાંખ્યા. ભગવાં વસ્ત્રો ધારણ કર્યાં, અનેક પ્રકારના વેશો ધાર્યા, તો પણ આ પાપી પેટને માટે અનેક પ્રકારથી આ લોકમાં શોક કરતા ફર્યા ફરે છે. આવા સમયમાં જ્યાં ભાષાની, પોશાકની, જાતની, રીતની, ભેળભેળની યાત્રા ? અરે ? ખીચડી થઇ ગઈ છે. નેપોલ્યને એક વાવટા સારૂ મરણ તુલ્ય જહેમત કરી, ન ફાવતાં પોતાને હાથે પોતાનો વાવટો સળગાવી નાખ્યો, આપણા બહાદુર બ્રિટનો, પોતાના વ્હાલા પ્રાણ એજ વાવટાને માટે આપી રહ્યા છે. તેજ સર્વનો વાવટો પ્રથમ દરજ્જે પોશાક, તે આજ અમારા સહુ ભાઇઓ પોતાની મેળે ફેંકતા રહી અવનવાં કપડાંથી પોતાનું પોતાપણું ઓળખાણું ? અરે ? પોલીસનો યુનિફાર્મ, ગાર્ડનો યુનિફોર્મ, એમ દરેક સર્વિસનો યુનિફોર્મ ? તે આપણી સર્વની ઓળખનો ? આપણો પોશાક ? ટ્રેડમાર્ક ? તેને વેગળો મુકી તિલાંજલી આપવા માંડી ત્યાં શું સુધરવાનું હતું ! ચાલો જોઈએ શું થાય છે. સમજુને છે સલામ. ભાઈ બીજાને છેલ્લા રામરામ છે. વંદેમાતરમ.



# અંક ૧ લો.

## પ્રવેશ ૨ જો. સ્થળ જંગલ.

નારદ—વિશ્વંભર આધાર પ્રેમી પ્યારા,
આપદમાં એક તારા ગુણો ન્યારા. ન્યારા, પ્યારા, શ્યામ.
તારાં તનૂજો નીરે તરફડતાંરે પ્રભુ,
દુર્ગુણના જ્યાં ઓવારા. કયારા, ન્યારા, ન્યારા, પ્યારા શ્યામ.
સઘળે વહે છે, જાણે નદીઓ લોહીની ભરી,
મરકી, દુકાળે, ભ્રાત માર્યા ઢંગ ન્યારા, પ્યારા, શ્યામ,
રમવાને જમવા દુધ ઘીની છે પીડા વાહવા,
ધંધા ધોરીના ઓશીઆળા ચાળા, ન્યારા, પ્યારા, શ્યામ,
આર્તનાદોથી અવનિ ઉભરાઈ ઉઠી સઘળે,
હવે ઉઠોને ભાળ લેનારા. ન્યારા; પ્યારા, શ્યામ.

ઘોર યુદ્ધ ? મહાન મોઘવારી ? ને માંહો માંહે મારા મારી. આ દશા ? આખી પૃથ્વીની ? આ શું ? હળાહળ કળિ ? વિદ્યાધ્યયનો, બ્રાહ્મણો, પવિત્રતા, શીયળતા, શું તમામ ગેબ ? અરે બ્રાહ્મણો ? ભૂસુરો ? કયાં છુપાયા (ત્યાં એક બ્રાહ્મણનું અકસ્માત આવવું)

સર્વહિત—અસીજીવે, મસીજીવે, દેવલો, ગ્રામ; યાચક.
ધાવક, પાવક, શૈવ, ષડ, ઇતિ બ્રાહ્મણો ધમાઃ,
મહારાજ હથિયારથી જીવન કરનાર, કલમથી જીવનાર,

ગોરપદું કરનાર, કાસદીયો, અને રસોઇઓ, એ છ પ્રકારની નોકરીથી જીવન કરનાર એ અધમ પ્રકારના કહેવાતા છ જાતના બ્રાહ્મણો આજ કલિમાં કયાં નથી? તે કૃપાળુ આપ બતાવશો? પ્રભુ એમાંનું એકપણ કર્તવ્ય હું કરતો નથી; તેથી ઉદર નિમિત્તની પણ આપદા છે. જો કે સાચા શુદ્ધ બ્રાહ્મણનું સન્માન કરનાર, બહુ રત્નાનિ વસુંધરા, ના નિયમે આ કળિકાળમાં પણ આપના પ્રતાપે વર્તમાન છે, એટલે અડચણ નથી પણ કલિના પ્રભાવનું તો હવે અવધિપણું છે.

**નારદ**–હે વિપ્રવર્ય? બ્રાહ્મણોનું શુદ્ધ સ્વરૂપ હું સમજાવુંછું. કે જે તમામ શાસ્ત્રોમાં છે છતાં પણ ભુલી ગએલાઓને ફરિ સ્મરણ કરાવુંછું.

શાન્તા, શાન્ત, સુશીલાશ્ચ, સર્વભૂત, હિતેરતા;
ક્રોધંમ્ કર્તમ્ ન જાનાતી એતદ્ બ્રાહ્મણ લક્ષણુમ.
સંધ્યા પાસન શીળશ્ચ, સૌમ્યચિત્તૌ દ્રઢવૃત્ત;
સમપરે શુચ સ્વેષુ એતદ બ્રાહ્મણ લક્ષણુમ.
સત્યમ્બ્રહ્મ, સ્તપોબ્રહ્મ, સત્યમ્શ્ચેન્દ્રિય નિગ્રહ;
સર્વ ભૂત, દયા બ્રહ્મ, એતદ્ બ્રાહ્મણ લક્ષણુંમ,

**સર્વહિત**–મહારાજ એ લક્ષણો શિવાયના અમસ્થા પેટ પૂરવાના કામ માટે રખડી દેશપર ભારરૂપ ફરનારા મારા ભાઇઓની શી દશા થશે? પ્રભુ એવાઓને જ્ઞાન આપવાની હે કૃપાળુ પ્રભુ આપ કૃપા કરો, દયાનિધિ?

આપ હરવખતે જ્યારે જ્યારે પ્રજાની પાયમાલી થતી હોય છે, ત્યારે ત્યારે જગતના કલ્યાણ માટે યત્ન કરી રહ્યા છો. એવું સર્વ ધર્મોના ઘણા ગ્રંથોમાં ભિન્ન ભિન્ન રૂપે મારા વાંચવામાં આવેલું છે. તો આ વખતે આર્તનાદોથી ઉભરાઈ જતી, સમસ્ત પૃથ્વીપર આપની અમૃતમય દૃષ્ટિનું કિરણ પ્રકાશશો ? પ્રભુ ? બ્રાહ્મણો, ભુસુર એટલે પૃથ્વીના દેવતા કહેવાતા તેની દાસત્વ, ભિખારી, ક્રૂર ક્ષત્રિ કર્મ કરનારી વૃત્તિ ? શુદ્ર શરખા ? આચારની હવેતો અવધી આવી છે.

નારદ–તું તારા બ્રાહ્મણોનોજ દોષ ન કાઢ; ક્ષત્રિઆદિ ત્રિવર્ણની દશા જો ? ત્યાં શું છે ? લવના લુહાણા સૂર્યવંશી શ્રીકૃષ્ણવંશી, ભાટીઆ અને શુરવીર ક્ષત્રિઓ, એમાંથી ઈતર ધર્મમાં જનારા ખોજા, મેમણાદિની દશા જો, ખરા સિંહો હતા, તે સિંહો નથી. ગુરૂ કે પ્રભુની નિંદા કરનારા કે અત્યાચારી બની અનાચારી થઈ પોતાનું મહાનપણું મૂકી પોતાનીજ કોમોમાં કલહ કરાવનારા અને પવિત્ર પુરૂષોને પીડનારા થયા છે જંગલી સિંહોતો જંગલનું રક્ષણ કરે છે પણ અવળા સંસ્કારો અવળી વાણી અને અવનવા પોશાકોથી કેટલાક સિંહોતો પોતાનીજ કોમને સિંહ સમાન દાંત, નખ મુખ વગેરેથી ત્રોડવા ફોડવા રૂપ કૃત્યો કરનારા,

વિકાળ પણ લૂખી ગર્જના કરનારા અને લાકડાપર પંઝા મારનારા થયા છે પ્રથમના સિંહો શસ્ત્ર લઇ દુશ્મન સામે ધસતા આ જડસિંહો વાણી શસ્ત્રથીજ પૂજ્યોની નિંદારૂપ હૃદય દુખની હિંસા કરી રહેલા છે. ત્યારે ખરા દાસો એ ખરા પ્રભુના અને ગુરૂના સત્ય વ-ચનોના દાસરૂપ આજ પણ શોભી રહ્યા છે. અને પર માર્થ કરી રહ્યા છે છતાં બહાર બોલી બગાડી કોઇનાં અંતઃકરણો દુખવવાની હિંસા કરતા નથી એથી વિશેષ મહતા ઊંચાં મન અને એજ શ્રીકૃષ્ણ પ્રભુનાં વાકય અહિંસાનો બોલેબોલ પાળતા પ્રભુના વ્હાલા દાસ કાં નહીં ? સુધરેલા સિંહોની કરતા કારવતા સ્રિજ રહી, તમામ પુરૂષો જે સિંહો હતા તે તેના દાસ બન્યા ગુરૂ કે પ્રભુના દાસમટી આ દશા બહુધા વર્ણોમાં પ્ર-સરી રહી છે. એમાં એકલા બ્રાહ્મણોનો શો દોષ ? સાંભળ કાંઇક ચિત્રો આ સૃષ્ટિરૂપ નાટકના પટપરજો.

કવિત મનહર.

આર્ય બાળના છે પગ, જૂઓ ત્યાં ઢીલા ને લૂલા;
ચાલતી આવતી ગંગા, બધી રીતે નાશ છે. ૧
સંસારિક નીતીઓમાં, એવી છે અનીતી પેઠી;
ધણીઓ ગણાયા ચોર, કોમ આખી લાસ છે. ૨
બાઇડીઓ કરે રાજ, ભાયડા તેના મોથાજ;

આર્ય શુરવીરો જાણે, બન્યા તે ખવાસ છે. ૩
હાય ! આર્યરાજ ? બાપદાદાઓની ખોઇ લાજ;
દેવસિંહ રાજમલ્લ, શાહ બન્યા મોજી પાસ છે. ૪
માનસિંહ દાનસિંહ, સૂરસિંહ વીરસિંહ;
અમૃત અજીતસિંહ, ખેતસિંહ ખાસ છે. ૫
ધર્મસિંહ કર્મસિંહ, પ્રતાપ પદમસિંહ;
નરસિંહ હરસિંહ, (સિંહ) સિંહો ઠાંસા ઠાંસ છે. ૬
ખુબ કરીછે તપાસ, મારવી નથી ડફાંસ;
સાબિતિ સમક્ષ, ને અસલ ઇતિહાસ છે. ૭
હાય આર્યરાજ ? બાપદાદાઓની ખોઈ લાજ;
દેવસિંહ રાજમલ્લ, (શાહ) બન્યા મોજી પાસ છે. ૮
જસરાજ હંસરાજ, હેમરાજ ખેમરાજ;
અભય વિજયરાજ, મૂલરાજ ખાસ છે. ૯
રામુમલ્લ ડ સુમલ્લ શામુમલ્લ, શીરૂમલ્લ;
મલ્લેમલ્લ સઘળાની. સિંધ સારી રાસ છે. ૧૦
ભીમસેન અરજુન, ચંદજી લાલમલાલ;
પંજાબમાં જીનાબનો, રૂવાબથી વાસ છે. ૧૧
હાય આર્યરાજ બાપદાદાઓની ખોઇલાજ;
દેવસિંહ રાજમલ્લ, (શાહ) બન્યા મોજી પાસ છે. ૧૨
દાસ સાચા ગુરૂતણા, દીસે છે પ્રભુના ઘણા;
સાત્વિકનો શુદ્ધ આર્ય બાળ સુ અભ્યાસ છે. ૧૩
દાનમાં છે શૂરવીર, શાંતસ્વભાવે ગંભીર;

અનાથોની હણે પીડ, મોટા મને ટુલકાનો ગણે નહીં કયાસ છે.
સીધેરાહે ચાલે સાચા, ટેક પાળવેન કાચા, લવરીએ નહીં રાચ્યા;
વાચા ગુરૂ પ્રભુ રંગે સત્યમાં નિવાસ છે. ૧૫
ધન્યદાસ ખાસ પ્રભુ, વાસ ગૃહે હ્રદયે ભુ, મદથી મૂકીને વિભુ;
ફાટેલા ફેશન સિંહો મિથ્યા આપે ત્રાસ છે. ૧૬
થયા તેમાંના ગુલામ, નોકરીથી બદનામ, જાણે ન વ્યાપાર કામ;
બોલવે બાહોશ લાજ ખોયે ન કયાશ છે. ૧૭
ન ટેક કે વિવેક જરી, કુળનું ગુમાન હરી, ઓલાદ કોની છે ખરી;
ઊંડા ઉતરીને તરવાનો નહીં ભાસ છે. ૧૮
છુટેછેડે છુટેમોડે, વડીલો ગુરૂને તોડે, રાખી યવનોને સોડે;
કોડે કોડા છતે, જુના સિંહોની ડંફાંસ છે. ૧૯
ધન્યદાસ ખાસપ્રભુ વાસ ગૃહેહ્રદયે ભુ, મદથી મૂકીને વિભુ;
ફાટેલા ફેશન સિંહો મિથ્યા આપે ત્રાસ છે. ૨૦
એવા સિંહ ગુલામ આમ; થયા છે શું કામ નામ;
બદનામ ઠામ હામ, કરનાર કહો એવા કોણ બદમાસ છે. ૨૧
તેની શુદ્ધ શોધ થતાં પાવૈઆને પાનો ચડતાં;
જગ્તકોમે શાંતિ થતાં, સુખે ફરે વિના શકે જેનો નહીં નાશ છે.
મહમદ, અહુરમજદ શંકર જીસસબુદ્ધ; જૈન ને વલ્લભ શુદ્ધ;
સઘળા કહે તે શાસ્ત્રે (પ્રાણી) પ્રાણી તણો દાસ છે. ૨૩
ધન્યદાસ ખાસપ્રભુ, વાસગૃહે હ્રદયે ભૂ, મદથી મૂકીને વિભુ,
ફાટેલા ફેશન સિંહો મિથ્યા આપે ત્રાસ છે. ૨૪

(ક્રોધમાં) હાય—એવા દાસત્વને પામેલા અધિકારે છકી અંધ થએલા ક્ષત્રિયો, જેનાથી અત્યારે બ્રાહ્મણ શબ્દનું અપમાન થાય? બ્રાહ્મણને ન ઓળખે? ગુરૂઓનાં છિદ્રો જુએ, ગુરૂઓનિ નિંદા કરે, તેમાં આશ્ચર્ય શું? આવે વખતે નિરાશ થવાનું કારણ નથી, પરમાત્માને ઓળખતાં શુદ્ધ રહસ્યો સમજાતાં મનોવૃત્તિનો મુંઝારો મટી જશે પણ પ્રભુ? એ પરમાત્માને ઓળખાવવાનું અને રહસ્ય સમજાવવાનું કૃપાળુ પણું થવું એ આપની દયાપર લટકતું છે. હું તો અત્યારે ધર્માધર્મના વલોણામાં વીંટાયોછું.

**નારદ**—સૃષ્ટિની ઉત્પત્તિથી આજ લગણમાં અનેક ધર્મો ઉપસ્થિત થયા, અને નષ્ટ થઇ ગયા, થાય છે, અને થશે, એ વિશેનું સવિસ્તર વર્ણન સમજવું હોય તો સત્યામૃત, વાંચજે, તોપણ ટુંકામાં ધર્મો એક બાપનાં એક ઘરમાંથી અનેક ઘરો થએલાં, અને પેડી દર પેડી વંશવિસ્તાર થવાથી જુદાં જુદાં નામો અપાએલાં છે. વસ્તુતઃ ધર્મ એકજ છે. અંધારામાં પ્રકાશ નથી અને પ્રકાશમાં અંધારૂં નથી, એટલે જ્યાં જ્ઞાન છે,ત્યાં કલેશ નથી, ઝગડા નથી, અને અજ્ઞાન છે, ત્યાં શાંતી નથી. કોઇપણ ધર્મ એવોનથી કે જેમાં હિંસા, અનિતી, કે દુષ્ટ કર્મ કરવાની આજ્ઞાઓ અપાએલી હોય? ત્યારે ધર્મ શું? ધર્મ એટલે જુદાં જુદાં ઘરો, ફળીઆં, વાડા,

લાઇન, ગલી, એજ બસ હવે હું જઇશ, તારી યાચનાનુસાર પરમાત્માનું દર્શન કરવું હોય અને રહસ્ય સમજવું હોય તો તું ચાલ, મારી સાથે (મનમાં આને મારી સાથે લેવો ઠીક નહીં મારા ભજનમાં ભંગ થશે, તેથી ખુલ્લી રીતે) અત્યારે આજ સ્થળે દેવતાઓનાં તને દર્શન થશે તું જરા થોભી પછી આવ, અને કંઇક વખત ધ્યાનસ્થ થવા દે, નારાયણ નારાયણ નારાયણ) (કરતા ચાલ્યા જાય છે બ્રાહ્મણ પણ પાછળ પાછળ જાય છે) અને રસ્તાપર વિચાર કરે છે ઇશ્વરની અગાધ ચમત્ કૃતિનું.)



# પ્રવેશ ૩ જો.

## સ્થળ ગજાનનનું મંદિર.

બ્રાહ્મણો સ્ત્રિયો, બાળકો સહિત, ગજાનનની પ્રાર્થના કરે છે.

કલ્યાણ. સ્મરામી શંકરગિરી જાપતિ—એરાગમાં ગવાશે.

નમું કરજોડીને શિવ સૂતને, પ્રથમહું સ્તુતિ કરૂં છું તમતણી.(૨)
શુભમતિ શુભગતિ દો અતિ, યશથતિ ગણપતિ ગણપતિ, નમું
તવ ચરણું છું, તવ શરણું છું, દુખહરા. (૨)
તનથી, મનથી, ધનથી, યાચીયે, રાચીયે;
પ્રથમ હું સ્તુતિ કરૂં છું કરજોડી ઈ. ઈ. ઈ.
દુંદાળા, સુંઢાળા, ગજાનના, કરજો આંહીં સાહ્ય સર્વને;
નમીએ તજી ગર્વને સ્તવન તનથી શ્રવણ કરીએ સ્મરીએ?
ઉચરીએ? તમને એ જોડીને સિવ સૂતને....એ. નમું.

બ્રાહ્મણો—બાઈઓ આરતીમાં કાંઈક નાંખજો, ગણેશનું મહાતમ મોટું છે સર્વ દેવતાઓ પ્રથમ એનું પૂજન કરે છે. સર્વ મનોકામના પૂર્ણ કરનાર એના સમાન એક પણ દેવ નથી.

ભોળાભાઇ—(લાંબો થઇ પગે લાગે છે, અને પ્રાર્થના કરે છે.) હે માબાપ? કીડપાનિધાન ડીન ડ્યાડ, માડે એક ડીક્ડાની ખોટ છે, શેડ માટીની ભૂખ છે; પડભુ એંસી વડસમાં પડજા તો ઘણી એ ઠઈ, પણ બચ્ચટી નથી, પડભુ સાધુ ભાંમણ ઘણાએ પૂજ્યા, પણ હવે ટો ટારોજ આ-

શડા છે, રે ગણેશ ભગવાન, મોટી ફાંડવારા, કડપાકર પ્રડભુ હું ડયા કડ હે ઠીનાનાઠ?

**દ્વારકાંદાસ**—હે પ્રભુ સટ્ટામાં શેરોમાં મેં બધું ગમાવ્યું ભીખારી જેવો થઈ ગયો. પ્રભુ, ઘણા જોતિષીઓને ઘેર રાખ્યા. પણ સીધાં ખાઈ ઠગી ગયા અને એવા ખોટા આંક,ભાવતાલ સમજાવ્યા, કે મારી મૂળની મૂડી પણ નાશ પામી. પ્રભુ? કોઈ પણ સાધુ એવો મળી જાય કે મને કીમીઓ શીખવે. તેટલા માટેજ, મેં કેવાં સાધુ બ્રાહ્મણને સીધાં સન્માન આપ્યાં! રહેવાને ગાડી, બગીચા, બંગલા આપ્યા, મારી એટલી અક્કલ મારી ગઈ હતી, કે, જો ભાવતાલમાં આંક બતાવી શકતા હોત તો પોતે આંક કાઢી વ્યાપાર ન કરી શકત? મારે ત્યાં શા માટે રઝળવા આવત? અગર કીમીયો બનાવી જાણતા હોત તો શા માટે પોતે સોનું રૂપું બનાવી ન શકતાં મારા પાસે શા માટે આવત? અરે પ્રભુ, હું મારી શું કથા કહું, મારૂં એટલું પણ જ્ઞાન નહોતું રહ્યું. લોભને વશ થવાથી? અંધ બની ગયો હતો, કે, સાધુ બ્રહ્મચારીઓને વસ્તીથી અને સ્ત્રિઓથી શું કામ હોય? જેણે ઘર, બાર, બચ્ચાં, દેશ, છોડયો. તે ફરિ મને બચ્ચા કહેવા આવે? કીમીયા, ભાવ, બતાવવા આવે, એ બનેજ કેમ? અરે પ્રભુ; મારી પુત્રીઓ, સ્ત્રિઓ, બહેનો,વચ્ચે,તેમને રાખવામાં મેં, પવિત્રજ આચરણથી પવિત્રજ જોયા, પણ પરિણામે તમામ દુરાચરણી નીવડયા. જે સદાચરણી

હોત, તો, સંસાર ત્યાગી હોત, તો, અભાગીઆ, શા માટે ફરિ સંસારીની સોબતમાં શા માટે આવે ? અરે ગણપત્તિ ? ભગવાન ? મારૂં તમામ ગયું, રોટલીને માટે ભીખ માગી શકતો નથી, સાંસા પડે છે. અરે મારી પેડી બાબડાડાની વંશપરમપરાથી ચાલતી અરે ? ધર્મો, દાનો, કરવાથી હજારો સાધુ, બ્રાહ્મણોની ભીડ અમારે બારણે થતી, આશીરવાદ દેતા. આજ એમાંનું કશું નથી, હે પ્રભુ ? મારી, ભીડ, ભાંગો દીનાનાથ.

**વિષયલાલ**—હે પ્રભુ, વોયરે વોયરે રામ, રામ, રામ. હે દીનદયાળ, આ દરદ કરતાં મરવું સારૂં, હે દયાનિધાન એવાં મેં શું પાપ કર્યાં હશે ? અરે મારૂં નાક, આખું ખવાઈ ગયું. આંગળાંથી ચીજ ઉપડતી નથી, સાંધેસાંધા ઝલાઈ ગયા. પ્રભુ પુરૂષત્વહીન થઈ ગયો. અરે મારી આ દશા ? હજુ તો મારી વીશ વરસની પૂરી ઉમ્મર નથી, ત્યાં મારી આ હાલત ? હે પ્રભુ હું શાહુકારનો છોકરો, મારી પરણેલ સ્ત્રિ ક્યાંક રખડે, તે બિચારી પ્રદર રોગથી પીડાય. શરિરમાં મારાથી પણ વીક, તમામ ગાડી ઘોડા વગેરેનું સુખ નકામું છે. અરે ઓછામાં પૂરૂં મને ભગંદરનું જબરદસ્ત દરદ, વોયરે, વોયરે, વોયરે, હે પ્રભુ, હું ક્યાં જઉં ? દીનાનાથ ? આવી આર્ત વાણી ધારી, તુરત આવો, આવો, પ્રભુ, તમે અશરણના શરણ છો.

**ગજાનન**—( ઘોર ગર્જનાથી )

હું કોણ? (બધા અવાજથી સ્તબ્ધ થઈ જાય છે.) મારૂં, જેનું તમે સ્મરણ કરો છો. તે હું ગણપત્તિ—નહીં, પણ ધર્મ છું. મારૂં નામ ગણપતિ, ગણેશ, ગજાનન, વગેરે અનેક રીતે લોકો કહે છે, પણ તે તમામ નામોમાં ધર્મનો સમાવેશ થાય છે. સંસ્કૃત દિવ્યવાણીનો લોપ થવાના સમયે, તમારા સરખા અધમોના અવતરણના સમયે, તમારા શુભેચ્છકો—દીર્ઘ-દ્રષ્ટિ બ્રાહ્મણોએ, ધર્મને સ્વરૂપ આપી, ગણપત્તિની કલ્પના કરી. મારૂં ચિત્ર ખડું કર્યું. અરે, સ્વાર્થાંધો મહારાણીનું બાવલું, કીચનરનું થવાનું બાવલું, એવાં આજ કલિમાં પણ બાવલાં, ખુલ્લાં તમે જુઓ છો? શું એ સાક્ષાત મનુષ્યો સજીવ છે? ના? તેની યાદગીરી છે. તેમ મારૂં સ્વરૂપ, ભાવના બતાવવા, જેમ, પૃથ્વીનું ચિત્ર, નકશો, બતાવી, દેશોની આંતર રચનાનો ખ્યાલ લીલા પીળા રંગોથી નદીઓ—પર્વતો—વગેરેથી બતાવે છે, તેવીજ રીતથી મહાન રૂષીઓએ તમોને નિશાળમાં શીખવાના અભ્યાસની માફક મારી મૂર્તિ બતાવી છે. પણ મારૂં ખરૂં રહસ્ય ધર્મ, ધર્મ, ધર્મ, અને ધર્મજ છે. જ્યાં સુધી હું તમારામાં હોઉં નહી, એટલે તમે મને ધારણ કરો નહીં. એટલે તમારામાં ધાર્મિક બુદ્ધિ હોય નહીં, તો, તમે બીજા કોઇ પણ દેવને માની શી રીતે શકશો? પૂજન શી રીતે કરી શકશો? માટેજ મારી પૂજા પ્રથમજ જણાવેલી છે. એમ જે મારૂં મોટું પેટ, તે તમોને મોટું પેટ રાખવા સૂચવે છે

હલકા, છાલકા, રાજ્યદ્રોહી, દેશદ્રોહી, અભિમાની, બનવાને અટકાવવાનું સૂચવે છે, એજ મારી સુંઢ, ચારે બાજુ ફરિ શકે છે તેમ તમે પણ ચારે બાજુ ધર્મને તપાસો. સુંઢ સામટી વસ્તુ ઉપાડી લે છે. અને કચરો ફેંકી દેછે. તેમ તમે પણ સાર વસ્તુનું ગૃહણ કરો, અધર્મ, અનાચાર, અ રેગ્યુલરતા, શેર, સટ્ટા, જુગાર, વ્યભિચાર, દંભ, પાખંડ ને તજો, અને પોતાના પણામાં મગ્ન રહો, અરે ડોસા ? તારી દશા તેં નાની નાની છોકરીઓથી સગપણ કરી તારાં નીર્બળ વીર્યથી પ્રજા નિર્બળ ઉત્પન્ન કરી, તેનાં ફળ, સડેલાં ઝાડ, કે ફૂલ, તે શું ઝાઝા દિવસ ટકી શકતાં હશે ? અરે જુગારી ? તેં અધર્મીઓ, લુચ્ચાઓને, આશરો આપ્યો, તેણે તને ખાડામાં ઓયો, તેજ તારા અધર્મનું ફળ છે, અરે રોગી, ઈશ્વરકૃત કુદરતથી વિરૂદ્ધ વર્તન કરવાથી, વ્યભિચારાદિથી, તને આ રોગો થયા છે. તારી સ્રીને તેંજ ખરાબ કરી છે. ચેપથી આખું ઘર ચેપી કરી નાંખ્યું છે, તારા દેશને, ફેશનનો ચેપ લાગવાથી અંતર સળગી રહ્યાં છે. અને દિવસો દિવસ રોગ, ચિંતા ભય શોકથી બડબડયા કરે છે, અને દોષ રાજ્યકર્તા—ધર્મસ્વરૂપ, તેના પર, કે ઈશ્વરપર, કે માબાપ પર, આરોપણ કરે છે, તેના પાસે ફર્યાદો કરી તેનું માથું પકાવે છે, આ બધું શું છે ? એ મારી પિછાણ વગર, મને મૂકયો. અને અધર્મને ગૃહણ કર્યો. તેનું પરિણામ તમે ભોગવો છો, ભોગવશો, અને ભોગવ્યાં છે. મારૂં પૂર્ણ

સ્વરૂપ સમજવું હોય તો સત્યામૃતમાં તપાસો, અને તે મુજબ વરતો, તેથી તમોને શાંતિ થશે, ખરા ધર્મને તમે ઓળખો, તમારો તુરતજ જય થશે, સુખી થશો, બીજાને સુખી બનાવશો, મારી પાસે યુરોપ્યન હિંદિ કે કોઈ પણ પ્રજા સરખીજ છે, હું કોઇનો પક્ષપાત કરી શકતો નથી, મારી પ્રાર્થના એજ કે મને વ્હાલું લાગે તેવું કર્ત્તવ્ય કરો, મારા દાંત કદી પણ રંગ બદલતા નથી, ઘણાં વર્ષો ટકે છે, એજ દાંત સ્ત્રિઓના હાથમાં રાખવાનાં કંકણો છે. કારણ પતિ સાથેનો રંગ કદી પણ ન બદલાવવાનું સૂચન છે, નિશાન છે, સોગન છે, પ્રતિજ્ઞાનું દર્શન છે, તેને બદલે કાચના કટકા, બંગડી, વગેરેથી શણગારી, શિયળરૂપ શણગારને, સમજ્યા વગર કાચપર મોહી કાચ સમાન પ્રીતી રાખનાર, અધમ દુરાચરણીઓ, દુખથી રિબાય, તેમાં તેનોજ દોષ છે, શા માટે તમે તમારો દેશ, વેશ, ભાષા, ગ્રંથો, ને મૂકો છો! તમે તમારૂં મૂક્યું એટલે તે તમને મૂકેજ છે, એ કુદરતના નિયમનું ઉલ્લંઘન કોણ કરી શકે છે? અવતારી પુરૂષો, રામ, કૃષ્ણ, શંકર આદીના પણ આધ્યાત્મિક અને લૌકિક અર્થોની રચના ભૂસુરોએ કરેલી દ્વિઅર્થિ કાવ્યો કોઇ પણ દેશમાં નથી, તે ભારત ભૂમી ભાગ્યવાન ભોગવે છે. પણ ગર્ધવને સાકર વિષ સમાન છે, તેમ ખરૂં તત્વ સમજતા નથી, ગુરૂ વાકયો, ઇશ્વર વાકયો, અને પ્રત્યક્ષ જણાવી, દેખાતી, આંખોએ થતું વારંવાર દુખ અનુભવે છે, છતાં સમજતા

નથી, એજ કુદરતની શિક્ષા દુર્બુધિને માટેજ ઘટે છે. સ્વાર્થીઘો ? સ્વાર્થ કારણેજ મારૂં પૂજન, ભજનજ કરોછો કે, જેમ નીચ અમલદારને લાંચ આપી પાપી બનાવી, પોતાનું ખોટું કામ સાચું કરાવી, પાપી બની, સામાને પાપી બનાવો છો, અને વાણીથી ખોટી ખુશામદ કરો છો, તેમજ તમે સ્વાર્થ સારૂજ, મારૂં ફલાણું કામ થાય, તો, આટલી માનતા કરૂં, એવી લાલચો બતાવો છો, અને ખુશામદ રૂપ, પ્રાર્થના કરો છો, એટલે તમારાં પાપી કર્મો છતાં ધર્મી થઈ બહાર ભકતાઈનો ડોળ રાખો છો એ શું દેવતાઓ સમજતા નથી કે ? દેવતાઓને પણ સ્વારથીઆ, લાંચીઆ, કે તમારા સરખા મોહવશ, થએલાજ માનો છો કે ? કર્મનું ફળ ? તમને છોડશે કે ? હજુ સમજો, સમજો, અને સુધરો, સર્વના કલ્યાણ માટે તમે સુધરો અને સર્વને સુધારો તમારો ધર્મ "હું" ધારણ કરો, તેથીજ તમારૂં કલ્યાણ થશે.

પિતાજી આ કોપ તમે શો કર્યો. એ રાહ.

સર્વે—અમે ભૂલ્યા સઘળું સમજી આજી આજ (૨)
થશું અમે સઘળા હતા તેવા સાજ;
વિચારીશું સત્યામૃતોની સહુવાત,
ગણીશું તજીને ગુમાનો સહુ ભ્રાત.
ગુહ્રાં તત્વો ગોતીશું ગુણિ મહા ભાગ,
કુડા દંભ પાખંડીનો કરશું ત્યાગ;

રિતિ નિતી સાદી વિવેકીની વાત,
કરીશું ધરીશું અમો એજ ભાત.
પ્રતિજ્ઞા કરીએ છીએ દિલસાથ,
કૃત્તિમ સઘળું છોડી કરી નિજ હાથ.

પ્રભુ આ સઘળું છોડયું. (તમામ ફેશનેબલપણું છોડી દેછે. સાદાં વસ્ત્રો પહેરે છે) ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણીશું દીનદયાળ ક્ષમા કરો; ક્ષમા કરો અમને આશિરવાદ આપો અમારી પ્રતિજ્ઞા પળાય અને અમોને સત્પુરૂષોની સ્હાય મળે સદાય.

ગજાનન–સર્વેનો જય, જય, જય, બંદેમાતરમ.

---

# પ્રવેશ ૪ થો.

## સ્થળ રસ્તો.

કળી–(અવનવા સુધરેલા ફેશનેબલ પોશાકમાં દમામથી દોડતું આવવું. પાછળથી ફેશન વિષયલાલનું આવવું, કળીનું ધમશાણ થઇ રહેવા બાદ ફેશન વિષયલાલનું ગાવું અને વાર્તાલાપ.)

હું કોણ? ચાલતા જમાનાનો રાજા, વિદ્યા? વિદ્યા? કેવી? હું વિદ્યાનો તાજ મારો એવોજ તમામ સાજ, કેવાણું સર્વેનો મહારાજ બસ, બસ, મારી મારીજ હલાલ, એકજ જગોએ કંદોઈ ને કંલાલ, ત્યાંજ ખાતું રાખું હલાલ, મારાં

કામોથી કરૂં સર્વેને કમાલ ચાલ, ચાલ, અરે હાલચાલ, સર્વે કુચાલ, કોણમાં છે માલ?

### સાખી.

રંગ રાગ ઢંગ ચંગ, અંગમાં પણ એવા;
નીતી બીતી પ્રીતી પાઠ ખરૂં હું નહીં દઉં જગમાં રહેવા.

હેં, હેં, હેં, (હસેછે) કેમ? (ને પથ્થમાં) માત્ર એક પૂંછડાનીજ ખામી છે. (પાછળ ફરીને જોય છે). બ્રાહ્મણોની ચોટલી વચમાં રાખવાની તેમનાં શાસ્ત્રોમાં દિક્ષા, અરે દિક્ષા શાની? ઓર્ડર, હુકમ, કેમ? બંદાએ એ ઓર્ડરોને પણ ભુલાવી નાંખ્યા, શાસ્ત્ર વચનપર મૂકૂ પાણી, સઘળું ધુળધાણી. મેં નાખ્યા તાણી. ક્યાં? ચોરાશીના ચક્કરમાં જો? આ ચોટલી અમારી આ રોટલી? શું કરીએ? એ વીના રોટલી મળતી નથી. પોઝીશન ઢેમ થાય છે શાબાશ, શાબાશ, ગુરૂ નાનક સાહેબનાં અને હજરત પેગમ્બર સાહેબનાં ફરમાન ખુદાનું નૂર મારી વ્હાલી દાઢી. અરે મારો દીનનો શીખનો વાવટો, તેને મૂકું કાઢી કેમ? કલીના રંગ, વાહરે કલી વાહ, એક વારસીનો ઠોકી, રંગ બેસાડ, પણ હિંદુડા તારૂં સૂતક મુછો મુંડાવવામાં, પણ હું તો સદા સૂતકી. કેમ? કાંઇ છે? બધું સંક્રમ સફાચટ, મારૂં તમામ છટ ખટપટ અને ચટપટ જયા વેશ, હજુ પણ દેખાડું? નાના! એતો મારાં ફેશનઠી વાળાં અને વિષય લાલનાં કામ, ઠામો ઠામ, ગામો ગામ, ધામો ધામ; આમો

આમ, ફેશન વિષય ઓ ફેશન વિષય ! આવો આવો. જરા ત-
મારૂં કામ બતલાવો.

**ફેશન**–વિષયલાલ હાજર છીએ (ફેશન, જરા તમારૂં મધુર
સ્વરનું કર્તવ્ય સાથનું તાલસૂર વગરનું, પણ મોહક
એક ગાયન જરા પૂરદમામથી સંભળાવોતો ખરા. પછી
જોજો મારૂં કામ, હું બતાવુંછું.)

**કલી**–શા...આબાશ. શા....બાશ, સાંભળજો હો,
બરાબર, ધ્યાનથી, માનથી, તાનથી, ગ્યાનથી નહીં હો ?
સુધરેલારાગમાં, હું કોણ ? (૨)
હું કલિ અલી બલી ભલી ભલી મત્તનું ભુલાવું હું ભાન.

(કેમ?) હું હું આ દેશી બન્યોછું વિદેશી;
શરમ ન લેશી, રહું ન બેશી.
કરૂં જુઠાં શયતાન, કરૂં જુઠાં શયતાન;
બનાવું સહુને હેવાન. હું કોણ. ૧
મૂછોને મૂંડાવું, (હું કાળો) ધોળો પાઉડર લગાવું;
રાંડો વિધવા મંડાવું, સતિ સાચા સપડાવું,
જ્ઞાન ઊંધાં ગબડાવું, કરૂં સર્વેને તે બે ઇમાન.
પડે કોઇને ના ધ્યાન. હું કોણ ?

**(જુઓ)** **જુદા જુદા મારા ઢંગ, (૨) કરૂં સાચા સુ શાણાનો ભંગ.**
**નહીં સતના કંઈ રંગ, દેખો એવા પ્રસંગ. (૨)**

(એને જાતે ઓળખજો) આ કળી ખોટી ખુશામદના ખાન. (૨)
પૂરેપૂરા નાદાન. હું કોણ?
(તુરત નહીં) કોઈ ઓળખે મારી જાત, ગણું માન ભ્રાત તાત,
(ત્યાં) ગુરૂ વાક્યની શી વાત, એથી અદકું શું આપું હું મારૂં
પિછાણ; નહીં નામ કે નિશાન. હું કોણ?
કુલી—કેમ? એમનું એમ કે કાંઇ પોઝીશન છે ઢમ?
ભલે જ્ઞાની આ કહે મને શેઇમ શેઇમ શેઇમ;
આપણી તો એકજ માત્ર નેમ નેમ નેમ,
તે કરશુંજ, તેમ, તેમ, તેમ.

હાં હોનેદો જરા નાચ તાનસે હાં જરા વાહજી વાહ
હમ ખાંજીખાં ઉડાઇએ. નાંજાં તેરા નખરા હાં હાં હાં (અલાપે છે.)

ભેરવી.

ફેશન—એ.......આજ મેંને મેરાયે કયસો જમાયો દમામ,
ભાગે બિબેકી સુનેકી ઔર ટેકી તમામ; એ૦
ગ્રંથો સંતો ગયે પહાડો ગુફાઓમેં,
(દેખો) સબે બન ગયે હય મેરે ગુલામ (૨) એ૦
જીવાં અચરચર નારી પુરૂષ, અબ.
(અબે)સબકો મેં કયસે બનાયે બદનામ પ્યારે (૨) એ૦

કુલી—વાહજીવા અપનેકો વોહી હય કામ કામ કામ.
હાહાહા (ખુશી થાય છે.)

**વિષયલાલ.** **સાખી.**

ચોગીશ તાપસ કામ વશ જ્હાં પાંમ રોકી ગત કહા !
સબ ચીજ દેખત નારી મય પ્રભુ ભક્તિ મતમેં જો રહા;
સ્ત્રિ પુરૂષ મય દેખત જગતકો પુરૂષ કામની. કામની.
( કામનીને મણી )
સબ આપ પ્રબલ પ્રતાપ તપ તે બિરહ વ્યાકુળ ચાંદની.

**કલી**—અયશમેં ડુબાઓ જૂઠે જશમેં ( ઝૂકો ) ઝુકાઓ,
જાઓ, શાબાશ, શાબાશ. શાબાશ. હય ઇસકા ઈનામ.
એ....આજ મેને.

**ફેશન**—દર્શનાત્ હરતે ચિત્તમ્ સ્પર્શનાત્ હરતે બલમ્
સંભોગાત હરે વીર્યમ્ નારી પ્રત્યક્ષ રાક્ષશી.

જેના અવાજથી શબ્દ માત્રથી દુશ્મનોનાં ગાત્રો શિથિલ થઇ જાય, રણાંગણમાં જેના પગ સંચારથી રણધીરો પણ પુંછડી લેઇને નાસતા શ્વાનની માફક નાસે, તેવા શૂરવીરોને પણ આ એક સોળ વરસની સુંદરી માત્ર હસ્તસ્પર્શથીજ ( કળીને ગળામાં હાથ નાંખે છે ત્યાં ) હેહે ( નરમઘેંસ સરખો થઇ જાય છે. ઘડી વાર મુર્છિત થયા બાદ ) બસ બસ. શું મગદુર છે. મને શહુર છે. મારાં હથિઆરો કાતિલ ક્રૂર છે. મને સાધનોનું પૂર છે ઠીક ? સારી રીતથી જમાનાને ઘસડતો ચાલીશ, કયાં જશો ! વિદ્વાનો ? તમારૂં વાજું, હું ખોખરૂં કરીશ. તમારી જીભને હું તાળું મારીશ. સબૂર સબૂર. ( વિચારમાં મશગુલ થાય છે ) હિંદુઓના બ્રાહ્મણો, મુસલમા-

નોના પીરો, અને યુરોપ્યનોના પોપો આર્ચબિશપો કે જેને સમસ્ત પ્રજા પોતપોતાના ધર્માનુસાર માન આપે છે. પણ કેમ? બંદાએ આજ સર્વનું માન, મેં ઉતારી પાડયું છે. શાબાશ છે શાબાશ, કયસર, કયસર, એટલે સીંહ, જમાનાના રાજા કેમ? કેમ? સમસ્ત પૃથ્વીના વિદ્વાન વર્ગને વમળમાં ઘુમાવી ફરતો તેમ.

**ફેશન**—કેમ શા વિચારમાં સડોવાયા? શેર શિવાજીમહારાજ, પૃથિરાજ ચહુવાણ, ગુરૂ નાનકસાહેબ, ગુરૂગોવિંદસીંગ હિંદુ-મુસલમાન, પારસી, યાહુદી, યુરોપીયન વગેરે મોટી વિશાળ ડાઢી અને માથામાં સુંદર મોટા કેશ, કે, વળેલાં જુલફાં રાખતા, તેમાંના નેં, મેં, મારા સરખા સેંથા પૂરતાં પણ શીખવ્યા, કુદરતની ભૂલ છે; કે તેમને અમારા સરખા ન બનાવ્યા? આગળના જમાનામાં પાવૈયાઓ એવો સેંથો રાખતા હતા. અત્યારે શી ગમત? ચામડાની નેતરની હોડી-માં બેસી બહુજ સાદાઇથી પોતાનો આનંદથી નિર્વાહ કરતા વ્યાપારાદિથી સાદાઇમાં જે માન મેળવી સર્વ પ્રજાપર ઉપકાર કરતા. તેનું ખાણાનું ખરચ ફેશનડી ધિસ ઇઝ માઇવાઇફ તે મેં, લખલુટ વધાર્યું એણેજ આજ સમસ્ત તાજના તાજને ચિંતાના અવાજમાં સબડાવ્યા છે. મેં? નહીં.

**કલી**—મેં, મેં, મેં, મારાંએ સઘળાં છે કામ,
ચૂસું લોહીને હાડકાંને ચામ;
ધોળે દહાડે સરિયામ પૉલીસીથી તમામ એએ આજ મેંને.
(સર્વે ચાલ્યા જાય છે એમ ગાતા ગાતા.)

## પ્રવેશ ૫ મો.

**શંકર બ્રહ્મા વિષ્ણુનું મંદિર સર્વ બીજા દેવતાઓ.**

( સર્વ આસનપર બેઠા છે ત્યાં શક્તિ ગાઈ રહી છે. )

શક્તિ— **ભેરવી ઠુમરી.**

સો તેરી મેરી નાંહી બને ગિરાધારી,
નાંહી બનેગી ગિરાધારી; સો.
તુમ ચર બચડે કદમકી ડારી (૨)
મચ જલ બીચ ઉધારી છે. સો.
સાસુ બુરી મેરી નનદી હઠીલી,
દીઅરવા દેગા મોકું ગારી. સો.
અબ મોહે તુમ છોરો કનૈયા,
તુમ જીતે હમે હારી. સો.

શંકર–વાહવાહ ગિરાધારી સો તેરી મેરીનાંહીં બનેગી ગિરાધારી.
હે ગિરા ? નામવાણીના ધારણ કરવાવાળા તારૂં અને આ માયારૂપ સંસારનું ક્યાંથી બને ? નજ બને, ઉચ્ચ વૃક્ષ ઉત્તમ વૃક્ષ કદમ રૂપ બ્રહ્માન્ડમાં બેઠેલા ૐ આ ભવસાગરના જળમાં ઉઘાડી બુદ્ધિ ભમત્તી કોઇના પણ આશ્રય વગરની સો ! તે તું, અને તારૂં, વાણીનું, શબ્દનું; અહમ બ્રહ્મનું, ક્યાંથી બને ? નજ બને, ઈંડા અને પીંગળા બેઉ હઠીલી સુષુમણાને દીઅર બનાવ્યો. ખરેખર તમને કબજે કરવા રૂપ કનડગત ને

ગારી રૂપ ગાળ રૂપ સમજતાં હશો, ખરૂં છે. હરિ હરિ હરિ. તારી મારી નહીંજ બને. હવે મને ભવસાગરમાંથી બૂડતાં છોડો કઃ ( કંઇ ) નૈયા ? નવું નથી, તમે જીત્યા છો, અને હું હારી છું. ચોક્કસ મારી બુદ્ધિ હારીજ ગઈ છે. આ કળીમાં સુરશ્યામ વ્હાલા વિષ્ણુ ? સુર એવા જે દેવ, અને શ્યામ (કાળા), જેમાં કશો રંગજ લાગેજ નહીં, એવા, એ,અવતાર ધારણ કરી ભક્તજનોને સમજાવવા ગાઈ, ગવરાવી બતાવ્યું. ખરેખર શ્યામ હે વિષ્ણુ ! સર્વમાં વિષ–પ્રવેશી રહેલા વ્યાપ્ત થએલા તમારૂં મારૂં નહીં બને એ શક્તિનું કહેવું અક્ષરસઃ ખરૂં છે.

વિષ્ણુ–કલિના પ્રભાવમાં આપણે ત્રણે વિસરાયા છીએ. સૂર્ય સર્વમાં પ્રવેશી રહ્યા છે છતાં એ વિષ્ણુને સહુકો ભૂલ્યા છે. મધ્યાન્હે, એ આપનું રૂદ્રરૂપ, ક્રોધિષ્ઠતા ધારણ કરે છે, તે રૂદ્ર શિવને પણ ભૂલ્યા છે. પ્રાત:કાળમાં શાંત, ચારે દિશામાં પ્રકાશ આપતા, શાંતરૂપ બ્રહ્મા, ઉશારૂપ સરસ્વતીની પાછળ પાછળ દોડતા આવતા વસંતરૂતુને, જ્ઞાનને પ્રસારતા, બ્રહ્મા ! તે પણ ભુલે છે તેજ સાયમ્ કાળે હરિત વસ્ત્ર ધારણ કરતો સૂર્ય, જેણે પીત પીતાંબર ધારણ કર્યાં છે. એવી અલંકારિક ભાષામાં આપણા રસિક ભકતો એ શુદ્ધ પ્રેમમય બની, રૂપકો નિયમિત કર્યાં છે. તે પણ ભૂલે છે. અરે આ રાધે ! પૃથ્વીનું નામ છે, તેનું પણ જેને જ્ઞાન નથી. વાહ કલિ, તેં તારો

સારો ધર્મ અખ્ત્યાર કર્યો છે, અરે, અહિંસા પરમોધર્મઃ જેને આજ વૃદ્ધ જૈનો સમાન બીજા કોઇ પણ બારીક ધ્યાન આપતા નથી.

સર્વહિત–( સ્વપ્નામાંથી જાગ્રત થતો હોય તેમ ) આહા....હા. એકદમ હર્ષા વેશમાં આ શું હું જોઉં છું ? મારૂં સ્વપ્નું સાચું ઠર્યું ? મને દેવોએ દર્શન આપ્યાં ? લગાર પ્રાર્થના કરીલઉં. હાહા, હે નાથ કૃપાનિધાન, દીનદયાળ, આપના દર્શનના પ્રેમથી મારી વાણી પ્રેમના આવેશથી અટકી જાય છે પ્રભો ! અમે સંધ્યા કરીએ છીએ, ત્રણ વખત. તેમાં પણ તમારૂં નામ વારંવાર આવે છે પણ અંદરનું રહસ્ય સમજી શકતો નથી, પ્રભુ ? સંસ્કૃત વાણીના લખનાર મહાન પુરૂષો, કુરાનના લખનાર, વગેરે મહાત્માઓનાં હૃદયો દયાદ્ર કરતાં લોકોનાં કલ્યાણરૂપ હતાં. તેમના સરખી બુદ્ધિ થયા વગર તેમનાં લખાણોનું રહસ્ય શી રીતે સમજાય ? પ્રભુ, અમો પામર જીવોપર દયા કરો, અને કંઇક આશાના કિરણનું અજવાળું આપો દીનાનાથ !

ગઝલ.

દીનાનાથ ! શ્યામ, નટવર, હાથ મારો છોડશોમાં;  
અજ્ઞાની હું અંધજેવો, મત્તિમંદ ને તોડશોમાં. દીનાનાથ.  
આ સંસારના સાગરમાં, રાખ્યો તેને બોળશોમાં;  
આશાઓની ઉર્મિ મારી, સુધારી તે ફોડશોમાં, દીના૦

ખોટી વાતોના સંસ્કારો, કાઢયા છે તે ખોડશોમાં;
જાગ્યા છો જગાડયા છે તો, નાથ મારા પોડશોમાં. દીના૦

વિષ્ણુ–હે ભુસુર દેવનાદેવ, તારી ઉચ્ચ અભિલાષાનો ઉદયજ
થશે. સત્યામૃત જો, તો સઘળું સમજાશે કૃષ્ણાવતારમાં.

પરિત્રાણાય, સાધુ નામ્ વિનાશાયચ દુષ્કૃત્તામ;
ધર્મ સંસ્થાપના ર્થાય, સંભવામિ યુગેયુગે.

એ શ્લોકથી સમજાવ્યા મુજબ તું, જેથી કલિના કર્ત-વ્યથી દુ:ખિત છો, તેનું નિકંદન કરવા તું, તારાને ઓળખાવ. હું હર વખતે સ્હાયતા આપીશ.

શક્તિ–(સાથે બ્રાહ્મણ, શિવ અને વિષ્ણુ સહિત.)

તુમ જાય બસે બંદરાબનમેં, કબ ગોકુળ આવોગે;
કબ ગોકુળ આવોગે, કબ ધેનુ ચરાવોગે. કબ ગોકુળ આવોગે
નંદકો કનૈઆ આજા.રી, કબ મખન મિસરી ચુરાઓગે. કબ.
રાધેપ્યારી તોરી, રાહ દેખરહી, અબ ન સતાઓગે.
સૂર શ્યામ પ્રભુ તોબિન બહાવરે કો, અબહુ જગાઓગે. કબ.

(પડદો પડે છે રસ્તામાં બ્રાહ્મણ) બેશક મારાં ચક્ષુ ઉઘડી ગયાં, શું શબ્દ રહસ્ય. તુમ જાયબસે, વૃંદાવનમેં કબ ગોકુળ આવોગે,–ગો નામ તે, ઇંદ્રિયનું કુળ, બ્રહ્માંડ રૂપી વૃંદાવન, બાગ, આરામ સ્થાન, તેમાં વસેલા અહંમબ્રહ્મ, તમે મારામાંજ છો, પણ ક્યારે આવશો, કયારે આવશો, એમ શક્તિ, ગુપ્ત જ્ઞાનરૂપ બનેલી ગોપી, એજ ગોપીના અર્થ, ગોપ્ય એટલે ગુપ્ત+ઇ=

વાળી. ગુપ્ત શક્તિવાળી, જ્ઞાન ઇંદ્રિયોમાં તમે કયારે આવશો, તમારામાં મને ક્યારે લીન કરશો ! કામધેનુ, સર્વ કામને પૂર્ણ કરવાવાળી, કામધેનુ,જેને વિદ્યા કહેવામાં આવે છે. તેને ચરાવવું, પ્રસરાવવું, તે કયારે પ્રસરાવશો, એ જ્ઞાનની સુંદર ધ્વનીરૂપ બ્રહ્માન્ડમાં થતો નાદરૂપ મુરલી, કયારે વગાડશો, અને તમે કયારે આવશો. શું રહસ્ય, કાંઇ નહીં તો નંદ એટલે પિતા સર્વ અહમ બ્રહ્મ તું આવીજા એક રસ કરી દે. શાસ્ત્રોનું સત્વ રૂપમાં, પણ તારી ભુમાંડની ગોળીમાંથી જ્ઞાનની સાકરમાંથી કયારે ચોરી કાઢી આપીશ. આ પૃથ્વી તારી રાહ જોઈ રહી છે. હે શ્યામ, સુર નામ દેવતાઓ જેમાં દૈવત છે. આર્ય સ્થાનના ત્રેત્રીસકરોડ દેવતા ગણુવામાં આવ્યા છે. ત્હારે આર્યાવર્ત ? તારો સર્વમાં દેવભાવજ, પુજ્ય બુદ્ધિ, પ્રેમ, પ્રેમ, અને પ્રેમજ છાયો છે, તેવા બહાવરા બનેલા અકળાએલાને હવે તો જગાડો ? શું, ઊંચું રહસ્ય, શું ઊંચું સત્વ, તેને આજના કળીરૂપ, તિરસ્કારથી નિંદારૂપ, જુએ છે, પ્રભુ, તું, શુદ્ધ બુદ્ધિ આપ, અને શાણાને જગાડ, પ્રેરણા કર, અનાથોના નાથ ! હાથ મારો છોડશોમાં. જયશ્રીકૃષ્ણ ?

## પ્રવેશ ૭ મો.

### સ્થળ જંગલ એક ફકીર.

### ભૈરવ તરજ.

દીનયારજી—

દુનિયાંમેં. અલ્લાહ, સચ્ચા હે. યા, પરવરદેગાર તુંહીં. તુંહીં.
દુનિયાંમેં, દુનિયાંમેં, ખોદા સચ્ચા હે,
ના ફરમાનોંકોંહી કજા હે. દુનિયાં.
અનહલક, અલ્લાહ તું, એક ખુદા હે. ખેર સલામત રહેમ, તોરી,
નાપાકોંકો, દે, નશિયત તું શાયદ; શરમ—આરજુ, મોરી.
દુનિયાંમેં.
ગરીબ, પરવર, હય તું, ગનીમત બિન હુકુમ ન, પાત ફિરેરી;
ખ્વાયશ, આલમ, કા કર ખયર તું દીન દાદમેં ના કર દેરી.
દુનિયાંમેં.

યા, મૌલા સાંઈ, તેરી કુદરત ઇનશા આ અલ્લાહ, શહેરોમેં, નાપાક જહન્નમમેં; યહાં આયા તબહી દેખા ! શયતાન ? ના ફરમાન, બેઇમાન, હયવાન, કયા આદમજાત ? વયસી હોતી હય ? કયા ? યે બાજારોંમેં ખુદાકે ફરમાનોંપર બેઇમાન ? યા અલ્લાહ ગજબ ગજબ વજુ, હરએક દીને ઇસલામકો કરનાં જરૂર હય, કયા ઇસિસેં, નાપાકોં કોઇ દૂર હય ? શરાબકા એક બૂંદ, કપડેપર ગિરનેસેં, વો જલા દેનાં ચાહીયે.

ચે ખુદાકા ફરમાન હય. તો ખુદ, શરાબ પીનેવાલેકો, જલાનાં, તો, એક બાજુ રહા, મગર ઉસીસેં મોહો બટ ઔર પ્યાર ? તોબાહ, તોબાહ; ખુદાવંદકા ફરમાન, કયા ફરમાતે હય ? અલ્લાહ સુરા અન આમકી નશીઅત ? તુમ મત ખાઓ લોહી ઔર ડુક્કરકે માંસ, મોતમેં મરા હુવા. મૂર્તિકે નામસેં મારા હુવા. ફાંસેંસે મારા હુવા. ઘાવસેં મારા હુવા. ગીરનેસેં મરતા હો. કીસી દુસરે જીવસેં મરા હુવા, ઉસકા માંસ મત્ત ખાઓ. યા પરવરદિગાર ! ચે મુસલમીન ? કયા કરતેં હય ? અગર હિંદુઓને અપને કહેતે હુંએ શાસ્ત્રોંકે હુકુમકો તોડા, લાત મારા, વચસા કહા જાવે; તો કયા ? દીને ઈસલામકા નબીરા, અપને દીને ઈમાનકે લીયે, જાન કુરબાન કરનેકો તૈયાર હોગા. ઓ કયા ! ખુદાકા ફરમાનકા ચે નતીજા લાયગા ? મકકે શરિફમેં હિંસા, ન કરનેકા, સાફ ફરમાન હય, અરે ! ખાસ આમ આદમસેં પેદા હુઈ, ખોદાકી ખલકત ? બેશક, હિંદુઓકા કામ, ઔર અપના શયતાન, બડા ગજબ, કર રહા હય દીને ઈસલામમેં, આબી, આબ જો પાની, ઉસીસેં, ખલ્કતકી પય દાયશ માની હય, ઔર દુસરી પેશાબી. પેશાબસેં, અગર જો પેશાબી ખલ્કત પાક હોતી, તો, ખુદા વજુ કરનેકા ફરમાનહી કયું કરતે ? પવિત્રતા રખો. નેમાઝ પડો, ખુદાકી બંદગી કરો, ઇસમેંસે કૌન; ચે ફરમાન, બજા લાતા હય ? અરે દીનોં, યારો, ખુદા તુમારી પાસ હે, નાપાક જરમનકી ઔર-

તોંને, ટર્કકે, કઇ કઇ અમીરોંકો બદચાલમેં ફસાકેં, સારી ખલકકા ખાનાં ખરાબ કીયા. વયસી નાપાક ઔરતોં, ઔર કૌમ, જીસમેં અપની ઔરતકો એક ઘડીકીતરહ દુસરેકો દેનાં લેનાં ઉસમેં કુચ્છ મુરવ્વત્તહી નહીં હય વયસી બેશહુર કૌમસેં ક્યા નતીજા હુવા ? સો, ખુદાને, સબકો, અક્કલ બતાનેકે લીયે, સામને મામલા ખડા કર દીયા હય, અગર અબીબી ખ્યાલ ન રહેગા તો, એક વખ્ત વયસા આયગા કી, ખુદાકા ફરમાનકા ઇન્કાર કરનેકો, ક્યા સજા હોની ચાહીએ ? ઓ સજા, બેવફા–નિમકહરામકો હોગી, તુમ તુમારી બિરાદરીસેં, તુમારે દોસ્તોંસે, હાથસેં હાથ મિલાઓ, ઉસકો આફતમેં મદદ દો. મુસલમીન, પાક મુસલમીન, હજરત મહમદસાહેબકે મુરશીદો, ખુદા ઉસીસેં રાજી હોગા, મહમદસાહેબ કે સામને હોનેવાલા, ઉસ અજબ રંગી ઓલીઆકે બચનકો ના ફરમાન હોનેવાલે, ઉસસેં બરખિલાફ હોનેવાલે, ઉસીકે જાનપર ઉતરને વાલોંકો, કુરાનમેં કાફરોં કહા હય, ખૂબ ખ્યાલસેં સોચો, ઉસવખ્ત અરબસ્તાનમે હિન્દુ નથે, હિન્દુકુશ સેં, સિલોન તકકોહી, હિંદુસ્તાન કહા જાતાથા, ઔર અબીબી કહા જાતા હય, કુચ્છી, સિંધિ, બેંગાલી, જયસેં નામ હય ? તયસેંહીં હિંદુ નામ જગામેં, રહેનેવાલોંકા, હય. નહીં કી કાફરોકા ! ઉસી હિંદુઓમેં, ઓલીયાઓં હો ગયેં હય, વોહી મહોમેડનોંમેં હો ગયે હય, ખુદ અબ્દુલ રહેમાન, કાબુલકે પાદશાહને, હિંદુ-

ઓંકો નશાજ ન કરનેકે લીયે ઇદકે ઉપર હિંદુઓકો ખુશ કીયા થા, હિંદુ મુસલમાન દોનોં ભાઇ હય, કોઇબી તીસરા, ઉસકો બિગાડનેકો જાવે, તો સમજો, અપનેકો તોડનેકે લીયે, યે કોશીશ હય, અપનાં ખાનાં, ખરાબ કરનેકે લીયે, યે તમાશા હો રહા હય, અકબરને હિંદુઓસેં હિલમિલકે આરામસેં, રાજ્ય કીયા, જબ હિંદુઓસેં બિગડે, તબ દોનું મર ગયે, અબ તો તુમકો ખુદા, સલામત રખે, આબાદ રખે, નેકી દે; ઓર બદીસેં, બે ખ્યાલ રખે; ફિરસ્તા, પીર, પયગમ્બર, યહી, ફરમાન કરતે હય, પાક રહો; ઇમાનમેં સચ્ચે પૂરેપકકે રહો, બે ઇમાન મત બનો.

**ફકીરોં**—આજસેં, હમ કબીબી હિંદુકો અગર કોઇ ઓરકી, બી નિંદા બદબોઇ ન કરેંગે, હાથ હાથસેં, મિલાકે ફિરેંગે, ઔર કઇ જમાનેકે હમારે દોસ્તોંકો હમેં, પારસીઓં કી-તરહ, હિલમિલકેં, મદદ કરેંગે, ઇસમેં બેઇમાન હોવેં તો, યે આપકે કદમોંકા કસમ ઉઠાતા હું.

**દીનયારજી**—યાદ રખ્ખો, નતો કોઇ મુસલમીનમેં, ઔર નતો હિંદુઓમેં, કુચ્છ ફરક નહીં હય. હિંદુઓકે બેવકૂફ લોભી, લાલચી, બ્રાહ્મણોને, ઔર અપને બી વય સેહી, આજ કલકે પીર, પયગમ્બરકી, ઓલાદકે હક્કતરીકા, દાવા, કરનેવાલેને, ઝગડા લગાકે, અપને પેરપર અપનેહી કુહા-ડીઆં મારી હય. અચ્છી ચીજકો તો, સબ કોઇ સુધા-

રતા હય, ઇન્શાઆલ્લા, ઉસમેં સુધારનાંહીં કયા હૈ ? મગર, ખરાબ ચીજકો, અચ્છી કરનેમેંહી કરામાત હય. યહી ખુદાકી હમ બંદગી કરતે હંય, વય સાહી હિંદુઓંમેં હય, મગર બેવકુફોને, કયા સચ્ચી ચીજોંકા નતીજા બે ફજુલ, હરામીયત, ઇશ્કમેં બજાલાયા હય. ઇશ્ક, ઇશ્ક, ઇશ્ક, કિસીકો કહેતે હંય ? સચ્ચા પ્યાર, સચ્ચી મુરવ્વત ! પાકદાનત કયા ? હરામિયતકો ઇશ્ક કહા જાયગા ?

ગઝલ કવ્વાલી.

ચાહે બોલ, યા ન બોલો, દિલજાનસેં, ફિદા હું (ચાહે (૨) )
તેરી ગલીમેં આયા, મુઝે ઇશ્કને સતાયા,
બદ નામ હો રહા હું; ચાહે ટેક.
લયલીને તીર મારા, મજનુંને યું પોકારા,
ઘાયલ હો રહા હું એજી. ચાહે.

આહ ખુદા, ચાહે બોલ, યા ન બોલો, મેં, તેરેપર કુરબાનહું, તેરી હિફાજત, બંદગી, કી ગલીમેં, આયા તબસેં બે મુરવ્વત, બેવકુફોં, મુઝે બેવકુફ, પગલા, દિવાના, કહેને લગે, ઔર બદનામ બનાયા, અરે પગલા હોગયા હય. લયસે કહને લગા, લયલી નામ, ભક્તિ, કા, તીર મુઝે લગા, ખુદાકી આશનાઇ, મેંને અખ્ત્યારકી તબસેહીં મેં ઉસ મૌજમેં ઘાયલ બન ગયા હું. ચાહે બોલ, યા ન બોલ, યા મૌલા, ખુદા મૈં તેરેપર કુરબાન હું.

વયસેહી મુસલમીન બિરાદર, પાક ઇમાનદાર ? શયતાન-શરાબ, નાપાક, પેશાબી માંસ, ઔર નાપાક ઓરતોંકા હવસ, ઔર બેઇમાન, બનાનેવાલે, શરાબી ઔર શરાબીઓં, જીસને. હુમારા જીગર, કલેજા; ઔર મુલ્કકો સારે ખુદાઈ ખલ્કતકો છુપી તરહ જલા દીયા હય, ઉસકો જલાદો, લાત મારો, ઉસકી બૂસેં દૂર રહો; ઔર અપને બિરાદર, પાક, નેહાયત, હમેશકે દોસ્તોંસેં હાથસે હાથ મિલાઓ. ઓર નેક મરદ હોકે મરદાઈસેં નેક મદદમેં હરતરહસેં સામેલ રહો. યા બિસ્મિલ્લા રહીમ તુંહીં તુંહીં દુનિયામેં અલ્લાહ સચ્ચા હે.

(બંદેમાતરમ્ કહી જાય છે.)

---

## પ્રવેશ ૮ મો.

### સાધુનિ પર્ણકુટિમાં યોગ્યાભાસ શીખતા શિષ્યો.

ત્યાં ફકીરોનું આવવું, ત્યાં એક ક્રિશ્ચિયન પાદરીનું આવવું, યોગક્રિયાની વાતો, ફકીરનો ચમત્કાર, પાદરીનું મેસ્મેરીઝમ, હીપ્ટોનીઝમ, સ્પિરિચ્યુલીઝમનું સ્વલ્પ વૃત્તાંત. જ્ઞાન ગોષ્ઠી.

**ઈશ્વરાનંદજી**—( સમજાવે છે ) જુઓ, હમણાંની ચાલતી રેલગાડી તમે જોઈ છે ? તેમાં બે હાથ જેવાં પૈડાંને જે ચલાવે છે, જેને સીલેન્ડર કહે છે; તે આવ જા કરે છે,

કે જ્યાં બાફની પેટી છે; ત્યાંથી; એટલે તેમાંથી એ બાફ પુપુ કરતી એક પછી એક નીકળ્યા કરે છે. એ તમો જાણો છો ? હં, એ બાફની પેટી, તે તમારૂં માથું, અને તમારામાંથી નીકળતી જે હવા, તમે નાકનાં બે છિદ્રોને રસ્તેથી કાડો છો, તે, છિદ્રોમાં કપાળમાંજ બે સીલેન્ડરો છે જે, પાંચ પાંચ ઘડીપર બદલાતાં રહે છે, એટલે જેમ ગાડીનાં સીલેનડર તુરત તુરત ફુસ, ફુસ, ચાલે છે, તેમ આ સીલેન્રો, પોતાની જબા, પાંચ પાંચ ઘડીએ સારા તનદુરસ્ત, નિયમ પ્રાળનારના, શરિરમાં ચાલ્યા કરે છે; તેને સૂર્ય અને ચંદ્ર, એમ બે પ્રાણ કહે છે. એ બે પ્રાણોની બરાબર આવ જા થાય; અને માથું જે બાફ રાખવાની પેટી; તે બરાબર સાફ રહે; તેટલા માટે; નાકેથી નેતી, એટલે પાણી પીવાની જરૂર છે. એ પાણી પીવાથી આંખે આંધળું થવાતું નથી, મગજમાં ખોટી ગરમી ચડતી નથી, આખા શરિરની નસોનું મોટું મથક એ મસ્તકજ હોવાથી, એ મગજમાંની નળીઓ, જે નસો, તેને પણ ઠંડક લાગી, તેની અસરો આખા શરીરમાં થવાથી, શરિરમાં થતો વધારાનો પિત્ત; તેને પેશાબને રસ્તેથી કાડી, મળનું સૂકાવાપણું દૂર કરી, કબજીઆતને તોડે છે. એટલા માટેજ આર્ય મહર્ષિઓએ સંધ્યાના નિયમો ઘડી કાહડ્યા છે. એટલે ત્રણ વખત સંધ્યા કરવાથી,

ત્રણ વખત પ્રાણાયામ કરવા પડે; એટલે દીવસમાં ત્રણ વખત આ શરિર ગાડી સાફ થાય, એટલે એમાં રોગરૂપી કચરો રહેજ કયાંથી ?

અમિતાનંદ—પણ મહારાજ એ સંધ્યા કરવાનો કાંઈ સમય હશે ? મેંતો સવાર બપોર ને સાંઝ એમ ત્રણ વખત સાંભળ્યા છે, અને તે મુજબજ કરૂં છું.

ઇશ્વરાનંદજી—એ જો એમજ, મહોમેડનો ભાઈઓમાં પાંચ વખત નિમાજ છે, માત્ર પ્રાણાયામનીજ ક્રિયા નથી, પણ બુજર્ગ ફકીરો, ઓલીયાઓ, એ ક્રિયાઓથી અણ વાકેફ નથી. ઇલ્તમજવહુ, એ, એવીજ ક્રિયાનું અંગ છે.

શિષ્ય—પણ મહારાજ બિચારા બ્રાહ્મણ ક્ષત્રિ, વાણીઆઓ સવારમાં સાત વાગે નોકરી પર જનારા અને મુસલમાન લોકો પણ સાથેજ જનારા શી રીતે એ વખતે સંધ્યા કે નિમાજ કરી શકે ? જમવાનું પણ ઉતાવળ ઉતાવળમાં હોય છે, ત્યાં એ પૂજા પાઠની કયાં પીડા વોરવી ? એ મહારાજ કાંઇક વિશેષ ખુલાસાથી સમજાવો તો સારૂં.

( દીનચારજીનું આવવું. )

**દીનચારજી**—જય જય મહારાજ, પ્રણામ, નમસ્કાર, બંદગી, સલામ, આલેકમ.

**તમામ સાધુઓ**—સલામ સાંઇબાવા સલામ, આલેકમ, બંદગી જનાબ, કુરનસ, મહેરબાન આઇએ, તશરિફ લાઈએ,

હજુર, ક્યું ખુશ હો ? મજેમેં ? ( વગેરે કુશળવૃત્ત પુછેછે.)

**ઇશ્વરાનંદજી**—હાં દીનદયાલ, આનંદ, તો હઈ, મગર ઉસમેંભી આપ જયસે પાક ખુદાકે ઓલિયેસેં તો બહુતહી આનંદ હુવા હય. આજ હમારે ધન્ય ભાગ્ય, હમકો પ્રભુ નેંહીં સાક્ષાત દર્શન દીયેં હય ( તેવામાં ફકીર આસનથી જરા દુર ખસીને )

**દીનયાર**—યાહ અલ્લાહ, મેં મુસલમીન ? તુમારે આસનપર બયઠ ગયા, ગુનાહ માફ કરનાં ?

**ઇશ્વરાનંદજી**—શિવ શિવ શિવ, ઇસમેં ગુનાહ ક્યા હે ? મહારાજ આતો આપે મારૂં આસન પવિત્ર કર્યું, અમારા ધર્મો, ક્યાં જઉં મહારાજ અમારૂં તમારૂં હજુ ગયું નહીં, હિન્દુ ધર્મ શાસ્ત્રોમાં ચોખ્ખું લખેલું છે કે, " જન્મનો જાયતે શુદ્રાઃ સંસ્કારો દ્વિજ ઉચ્ચતે. " મહારાજ, સાંઇબાવા, આપના પવિત્ર સંસ્કારો રહેણીકરણીથી આપ બ્રાહ્મણના પણ બ્રાહ્મણ છો, શ્રી શંકરાચાર્ય જગત્ ગુરૂનાં વાક્યો છે, કે જેણે આ સંસારને જ્ઞાનથી તજી આપ્યો છે. જેને કોઇ વિષયમાં લોલુપતા નથી, તેને " ન મૃત્યુર્ન શંકા નમે જાતી ભેદા, પિતા નૈવમે, નૈવ માતાચ જન્મ, " ત્યાં વળી હિંદુ, મુસલમાન, ક્રિશ્ચિયન, કેવા ? અહીંતો સર્વ એકજ બ્રહ્મ છે. આપ ઉપર બિરાજો, મારા અતિથિ છો. હું આપને શરણ છું, ગુરૂ બિરાજો, બંગાળ-

માં મોટા મોટા અમીર, મુસલમાનો વૈષ્ણવ ધર્મ પાળ-
નારા ચુસ્ત વૈષ્ણવોનાં નામો આજ પણ ઝળકી રહેલાં છે,
અત્યારે પણ જૈન ધર્મી ખોજા ભાઇ હયાતી ભોગવે છે.

**પાદરી !**—ઓ માઇ લોર્ડ મહારાજ સલામ કરતા હું. રામ
રામ; ગુડબોય; (તમામ સાધુ ફકીર ઉભા થઈ સન્માન
આપે છે, ત્યાં પાદરી વગેરે સહુ બેસે છે.)
મેંને યૂરોપમેં બોત મોસાફરી કીયા, કયોંકી વો હમારા
મુલક હય, કન્ટ્રી હય, અમેરિકામેં મેસ્મેરીઝમ; સ્પિરિ-
ચ્યુલીઝમ, હિપ્ટોનીઝમ, કરનેવાલી એસોશીએશનોં મોનો
સભા મોંડલ હય, સાબ દેખા, હિંન્દુ સ્ટાનમેં બડે બડે
યોગીયોંકી ટારીફ સુનકે હિમાલય, આબુ, ગિરીનાર,
સંહ્યાદ્રિ, મેં અચ્છે અચ્છે સાધુઓંકો ડેખટે, ફિરટે ફિરટે,
મુઝે આજ કઇ બરસોં હો ગયે, અબ મુઝે નિશ્ચય હો
ગયા હય કી. ક્રિશ્ચિયન ઢરમ ચલાનેવાલા મહત્ પુરૂષ
જીસસ ક્રાઇસ્ટ, ઇસી હિન્દુસ્તાનકા બૌદ્ધ સાઢુકા ચેલા થા,
વયસા હિન્દુસ્તાનકે લોગ કયસે હોયગે, સો મેં નેં મેરી
જંગલકી મુસાફરીકે સબબસેં બહુટ કુચ્છ કમ ડેખા હય.
મગર સાંઇબાવા, સાઢુજી મહારાજ, બુરા મત્ત લગાનાં
કોઇ બી અપને ઢરમમેં પૂરે નહીં, સો ટો ઠીક, મગર
બિલકુલ બિગર ગયે હુંય. હમારે લોગ, મુઝે હમારા
કુમારા કુચ્છ નહીં હય; મગર બાટ કરનેકે લીયે બોલનાં

પરટા હય. કી ઉસકી બીરીટીયાં ડેખો; બેવકુફ. જર્મનને કયા રોલા મચાયા ? સારી દુનિયાં પરે શાન કરડીયા હય, ઓહ માઈ ગૅાડ, હમારા ક્રાઈસ્ટ સબકે ભલે કે લીયે ? ફાંસીપર ગયા. કીસી જાનકો ઈજા ન કરનાં વો જૈનધર્મ, વૈષ્ણુવધર્મ, કૃષ્ણુ વાકય, શંકરવેદાંત, અરિહંતકાહી ઉપદેશ. સોઈ પ્રજા, આજ સબકા બુરા કરરહી હય, ખોડા, ખોડાકી; શક્તિયાં, ઉસકી રહેમીયત; વોહી, ભૂલકે, અપની શક્તિયાં, અપની પૉલીસીયાં, અપની ચાલાકીયાં, ઓચ માઈ લોર્ડ, અપની તરકીબીયોં, જયસે. હિંન્દુસ્તાન કે લોગ. ઈ. સ. પૂ. ૫૦૦૦ બરસસેં પહેલે મોજશોખકે મારે ઇશ્વરકો ભૂલકે; યાંત્રિક શક્તિયાંસે અપની, બાહોશી બતા રહેથે, ઔર શયતાનનેં ઉસકે હિલમેં ઘર કીયા; બુનીયાદ ઉખર ગઇ, આજતક હુમારે લોગ, હિન્દુ, મુસલમાન, ખુડાકો, ભગવાનકો, ભૂલકે હાથમેં રોટી લેકે, સબેરમેં, ઓપ્રીસકા ભજન, ઓપ્રીસકા રટન, ઓપ્રીસકા ઢયાન, લગાટા હય, ઔર ન પાઠ પૂજા; ન નિમાજ, બંડગી, ન પયડા કરને વાલેકી યાડ, અપને ક્રાધરકો ભૂલગયા, સારી ડુનિયાં ભૂલ ગઈ, ઉસકો ખોડા કયું સજા ન કરેગા ? ક્રાઇસ્ટકા સખુન કયા ? ટુમેં મારે કોઇ ઉસકો ડુસરા ટમાચા મારનેકો, ડુસરી બાજુકા ગાલ ઢરો," વોહી પ્રજા, માઇટ ઇઝરાઇટ કરરહી હય, હાં શુર

માફ કરનાં, આપકા મંચને બહુટ વખ્ત લીયા હય, હાં ઇટનાં યે મેં જરૂર કહુંગા, બહાદુર અંગ્રેજોનેં જો કુચ્છ પ્રજાકો સ્વટંટરતા ડી હય, વયસી મજાહ આગેં નથી. એક અકબરકે વખટમેં જો કુચ્છ મઝા થી, વયસી મજા અબી હય, મગર વોહી સવટંટરટાકા ઉલટા અરથ કરકે, ઉંધી બુઢિસેં, આપહી દુખી હો રહેં હય; ઔર દુસરેકો બી દુખી કરરહેં હય, ઇસકા ફલ, કયા હોગા? સર્વ નાશ! આપકે ઉટમ કિટાબ ગીટામેં શ્રી કૃષ્ણને સચ્ચ કહા હય, કી "મોહસેં ક્રોઢ, ઔર ક્રોઢસેં મટિ વિભ્રંમ, ઓર મટિ વિભ્રમસેં, સ્વયમ્ નષ્ટ હોજાટેં હય." અચ્છા સાંઇબાવા અબ ક્ષમા દોગે, (દીનયારજી આપ આપકે ચેલેકો સમઝાઇએ, અમેં પણ બેજણુ તેથી આનંદ પામીશું.)

પાદરી—જીસસ ક્રાઈસ્ટ, થએલા આર્યસમાજી ધર્મદેવ, સ્વામિનિ નિવેદિતા, કર્નલ, ઓલકોટ, મડેમ બ્લેવેસ્ટકી, એરૂન્ડલ અને બિસેન્ટ, પણ આર્યનાં મૂલ તત્વોનાં પાઠક, પ્રેમી, અને તેમાંજ લીન થઈ તેનીજ પ્રથા ચાલુ કરવા આત્માર્પણ કરવા તૈયાર થએલાં, એ આર્યજ્ઞાન? જે પરંપરાથી સૃષ્ટિમાં પ્રકાશિ રહેલું છે, તેનો એક એક શબ્દ, આ સંસારની અનેક ઉપાધીઓથી શાંતી આપી ભગવદ્ ભક્તિમાંજ લીન કરી, શુદ્ધ સતોગુણ, પ્રાપ્ત કરાવે છે; અમે બધા એ શાસ્ત્રોના શિષ્યો છીએ, જેમાં સદા પરમા-

થઈ, અને શાંતિજ પ્રસરી રહી છે, ઓહ માયલોર્ડ, તેવા આપ જ્ઞાની, આપના આ દાસને પણ આપના ચેલા ગણીનેજ સમજાવો, શાંતીથી સાંભળીશું ક્રૂર, હિંસક, માંસાહારિ, સિંહ, બિલાડાં, કુતરાં, જેમ આપસ આપસમાં લડવા, ઘુરકવામાંજ સદા તૈયાર રહેલાં હોય છે, એન સાચવી શકતાં નથી, ત્યારે ગાય, બળદ, ઘોડા, બકરી, વગેરે વનસ્પતિનાં ખોરાક વાળાંની શાંત વૃત્તિ છતાં, દુનિયામાં અનેક ઉપકારો કરી રહેલાં છે. તેવા અમે હવે થયા છીએ, અમે આહાર તેવો ઓડકાર, સોબતે અસર, અને તુખમે તાસીર તેનું રહસ્ય સમજી, એ, તમામ માંસા હાર, અને ખરાબ સોબતો, સંસ્કાર છોડયા છે, તો હવે આપનુ જ્ઞાન હૃદયમાં ઉતરશે, જો કે આ દેહમાં અમને પવિત્ર કહેશે. (લોકો) પણ ખરા પવિત્ર તો, ફરી જન્મ ધારણ કરી, ઉચ્ચ કુલમાં અવતરવા વગરના થવાનાજ નથી, પણ હાં મહારાજ માફ કરજો પ્રભુ, ચલાવો.

ઈશ્વરાનંદજી—(શિષ્યોને) જેને તમે પીડા ગણો છો, તેજ તમારૂં અજ્ઞાન, દુર્બુદ્ધિ, અને તમારા આર્યાવર્તનું તો શું? સમસ્ત પૃથ્વીના નાશનું બીજ છે, ઇશ્વરપૂજા પ્રભુપ્રાર્થનામાં વખત નહીં? જો, મીરાં, કબીર, નૃસિંહ, કાઈસ્ટ, હજરતમહમદ, બૌધ વગેરે મહાત્માઓએ એકજ ઇશ્વરપર આધાર રાખ્યો, તો તેનું કામ ઈશ્વરે ન કર્યું?

અમિતાનંદ–પણ ગુરૂ, ક્ષમા કરો ? આ સમય કેવો છે ? એ પણ જોવાની જરૂર છે.

ઇશ્વરાનંદજી–સમય, સમય, કહેનારજ મૂર્ખ શયતાન છે. તમામ હિન્દુ, મુસલમાન, ક્રિશ્ચિયનો, એ, કથાઓ, પૂજા, પાઠ, નિત્યકર્મ કરવાનું, ન છોડો, એ ટાઇમપર સર્વિસપર ન જાઓ; તો, જુઓ, શું થાય છે ? તમે જમાનાને ફેરવશો કે જમાનો તમને ફેરવશે ? ન્યાઇ બ્રિટનો કોઇના પણ ધર્મમાં આડે આવતા નથી. માત્ર સંઘ બળજ જોઇએ, આત્મ બળજ જોઇએ, દ્રઢ સંકલ્પજ જોઇએ, તે તમારામાં નથી. દીવાળી, હોળી, રામનવમી, ઇદ, નાતાલ, વગેરેના તહેવારોમાં તમામ કામ ધંધો રોજગાર બંધ રહી, ઓફિસો પણ બંધ રહે છે. એનું કારણ શું ? એને તમે ધર્મના તહેવારો માનો છો; ત્યારે તમારા ધર્મના સમય, ક્રિયાના, સમયનેજ પણ એમ સંઘ બળથી ચુસ્ત વળગી રહો; તો પરિણામ શું આવશે ? એજ, જુઓ, હવે હું તમારા આગલા વિષયપર આવીશ; યોગપર.

દીનયારજી, પાદરી—હાં હાં; ગુરૂ, એમાં અમને વળી અધિક આનંદ આવશે.

ઇશ્વરાનંદજી—જ્યોતિષ, યોગ, વૈદક, અને સમસ્ત પૃથ્વીનાં દરેક શાસ્ત્રોનું રહસ્ય, સમજવાનો દરવાજો એક સત્યામૃત્ત, નામનો ગ્રંથ હાલમાંજ તૈયાર થયો છે. તેમાં ખૂબ સમ-

જાણ્યું છે, અને એવા ગહન વિષયો સમજવાને કેટલો સમય જોઇએ ? એ જરા વિચારવાનું છે એટલે તેમાંથી તમામ મળી શકશે, પણ અત્યારે મારા જ્ઞાનાનુસાર ટુંકમાં સમજાવું છું, તેજ સાંભળો. નેતી એટલે નાકેથી પાણી પીવું. ધોતી, બસ્તી, નોલીકર્મ, વગેરે કર્મથી આખું શરિર જેમ ગાડીનું બોઇલર સાફ થાય છે, તેમ સાફ કર્યા બાદ પ્રાણાયામ કરવામાં આવે ત્યારે જેમ ગાડીના બોઇલરને સાફ કરી, તેમાં અન્ન જળ રૂપ કોયલાને લાકડાંને જઠરામાંથી બાળી બનાવેલાં જે લાકડાં વનસ્પતિ રૂપે તમે ખાઓ છો તેના બનેલા કોયલા, તેની ભરતી કરી, તમામ નળીઓ સાફ થવાથી બોઇલરનું સ્ટીમ શરીર રૂપી, ગાડીને ચલાવે છે, અને શીશોડી વગાડે છે; તેવીજ રીતે તમારી આધ્યાત્મિક શક્તિયો પ્રકટ થઈ તમારૂં શરિર રૂપી બોઇલર મનોબળના પાવરથી, શુદ્ધ સાત્વિક કામ કરી શકશે ? ઇલેકટ્રીક પાવર પણ રેશમ, વગેરે વનસ્પત્તિના ઘર્ષણથી કે સલ્ફ્યુરિક એસીડ કે મોરથુથુ; જસત, વગેરેના સંયોગોથી થાય છે; તે સહુ તમારા શરિરમાં છે; બહુ બારિક તપાસ કરશો તો તમારા શરિરમાં હૃદય, એ, એક ઇલેકટ્રીક બેટરી છે; એમાં પણ નેગેટિવ અને પોઝીટીવ પાવરો રહેલા છે; પણ જુએ છે કોણ ?

દીનયારજી અને પાદરી—વાહ વાહ મહારાજ ક્યાં જડ અને ક્યાં ચૈતન્યનો સંબંધ.

દીનયારજી—મહારાજ વખત આપનો ઘણો રોકેલો છે. વિશેષ સત્યામૃત્તમાંથી સમજી શું, પણ–આપ કૃપા કરી કંઈક યોગની ક્રિયા કરી બતાવો તો કૃપા થશે.

ઇશ્વરાનંદજી—અત્યારે ક્રિયાનો સમય નથી. કારણ એ પ્રાતઃ કાળેજ કરી શકાય છે; કારણ ચાલતી ટ્રેને બોઇલર સાફ થઇ શકતું નથી. તેને પણ શાંત સ્થાનમાં રાખવાથી સાફ થઈ શકે છે, તો પણ આપનો આગ્રહ છે તો કંઇક કરી બતાવું છું. ( આસનો કરી બતાવવા બાદ નેતી કરી બતાવે છે. )

પાદરી—ઓહ માઈ લોર્ડ. ગજબ ખુબી !

ઈશ્વરાનંદજી—સાંઈબાવા, આપ પણ મળ શોધનની ક્રિયા જાણુતા હો એમ હું મુખ મુદ્રાપરથી સમજી શકું છું. તો જરા પાદરી બાવાને સમજાવો, એકે વખતે તમામ ક્રિયાઓ વગર સમયે થઈ શકતી નથી.

દીનયારજી—ઘણીજ ખુશીથી ( મળ શોધનની ક્રીયાનો ચમત્કાર બતાવે છે અને કેટલુંક વિવેચન ટુંકામાં કહે છે. )

પાદરી—( એકદમ આશ્ચર્ય ચક્તિ થઇ હર્ષના આવેશમાં ઉભો થઈ ) મેં કયા દેખટા હું હું શું શું જોઉં છું ? આઇ; સી. માઇગોડ, શેઇમ, શેઇમ, શેઇમ, હમ કુચ્છ

નહીં જાનતે. ઓર અમેરિકન ઈલાજ નળીઓ, પાઈપોથી ડુશ એનીમા, વગેરેથી શરિર સાફ કરવાની ક્રિયાઓ ? કેવી ખોફનાક ? કેવી ડેન્જરસ, કુદરતી શરિરના મશીનથી કામ કરવાનું, જ્યાં જ્યાં જે જે સમયે, પ્રાણ ચાલતા હોય, તેજ તેજ સ્થળે સાફ કરવાની વસ્તુ, પાણી, હવાનું પોચવું થાય, તે જગ્યાએ લોઢાની, રબરની, પાઈપોથી કુદરત વિરૂદ્ધ દવાઓ શરિરમાં પ્રવેશ કરવી, એતો બકરૂં કાઢતાં ઊંટ પેસતા જેવું થયું, સાંભળ્યું છે કે, બંધકોશ છોડાવવા માટે એ ક્રિયાઓ કરતાં પાછળથી એજ બંધ કોશ થાય છે. તેનું કારણ એજ કુદરત વિરૂદ્ધ ક્રિયાઓ અરે ! અમે, હું કાંઇ ન શીખ્યો. માત્ર ભાષણોજ આપ્યાં પણ મારૂં શરિર, મન, ઇંદ્રિયો સાફ ન કરી, જીસસ ક્રાઈસ્ટ જેનું જ્ઞાન મેળવવા હિમાલયમાં ત્રીશ વરસ રહ્યા, તેના શિષ્યો એ વિદ્યાથી આજ તદ્દન અજ્ઞાનજ રહ્યા, વાંચી જાણ્યું, પણ કર્યું કાંઈ નહીં. ત્યાં લગણ પવિત્રા-પવિત્ર શું સમજી શકાય ?

ઇશ્વરાનંદજી—મહાશયો, ક્ષમા આપશો. મારો પૂજનનો વખત થાય છે.

દીનયારજી—હાં સાબ પિછે ફિરબી દર્શન કરેંગે. મેરાબી નિમાજકા વખત હોતા હય.

પાદરી—હાં હાં. ઉસ ગોડ ખુદાકી સેવાકા ટાઈમ નગમાનાં

ચાહીએ. ઓર માઈ ગોડ, લોર્ડ, હમારે પ્રધરોંકો હમારે પશ્ચિમ મુલકમેં વચસી પાક બુદ્ધિ દે.

**ત્રણે**—ઇશ્વર સ્તુતિ ગાય છે. ( શિષ્યો સહિત ચાલ્યા જાય છે.)

**સોરઠ—મારી નાડ તમારે હાથ—એ રાહ.**

અમોને આપજોરે, આ જગની દુર બુધ્ધિ ટાળી,
અમોને બુદ્ધિ શુદ્ધ; આપજોરે.
જન સમાજની સેવા કરવા, જન્મ ધર્યો, નહિં પ્રભુ વીસરવા;
ફૂડ કપટ ફંદે નહિં ફરવા, ન્યાય નિતિ શુદ્ધ, સ્થાપજોરે.
અમોને.
દંભ રેફ લાંચે ધન લૂટે, રાજ્ય લોભે જન માથું કૂટે;
અવળિ રીતે ઉપાધિ નાંખે, તેને પ્રભુજી કાપજોરે; અમોને.
**(આ)** બાળક સર્વે તારાં પ્યારાં, તેને દુખ ક્રુર જે દેનારા;
સર્વ મળીને બાળો, તેનાં પાપજોરે; અમોને.

**સર્વે**—સર્વે ઐકયતાને ઓળખો ? ઐકયતાને ઓળખો.

વંદેમાતરમ્.

અંક ૧ લો સંપૂર્ણ.



# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

કળી—ફેશન—કામાજી દીવાન, ક્રોધાજી ફોજદાર, મોહાજી ડિટેકટીવ, લોભાજી શેઠ, મદાંધ ચોપદાર, પાખંડાનંદ, યોગી, બ્રહ્મચારી, દંભશંકર જ્યોતિષી, વૈદ, વકીલ, વિષયલાલ, વેશ્યા, સટોરીઆ, જુગારીઓ, માખણુદાસો, એડીટરાચાર્ય, કવી, નાટકકાર, સ્વાર્થ લંપટ સાક્ષર, જુઠાજી દલાલ લેકચરર, શ્રોતા વગેરે.

( કલીનું આનંદમાં આવવું. )

ઠુમરી—આજ છે સુખદ દીન બહુ મુજને એ રાહ.

કલી—જનમનમેં વિખેરી નાંખ્યાં છે જો આ ઘડી.

પેરાવી મેં માથે ટોપી, (૨)
ઝુંટાવી, ફેંકાવી, નાંખી મે આ પાઘડી;
સુધરેલાના સાધનોમાં, (૨)
કરી ખાસ સગવડ આટલી.
ઘડીઆળ, ચશ્મા, બૂટ, સ્ટોકિંગ,
છત્રી, છડીને, બાટલી, વાહજી વા, વાહજી વા, પેરાવી.
નેકટાઈ મેચિસને સિગારો, ટી, કોઅસ્ની ખાટલી.
તજી કેડીઆં આ કોટ પેર્યા,

વળિ મેં તજી છે પાટલી વાહજી વા. (૨) જ.
ધર્મે સમાજીની અસીમ છે, દિધ મૂળ ધર્મે કાચલી(૨)
ફેશન થકી પુંકયું છે સઘળું,
લીધા ગ્લાસ છોડી માટલી વાહજી. (૨) જ.

કેમ ? મારા શાણા શરદારો, અને સભાસદો, સલાહકારો, અને અંગરક્ષકો ! મારી ગુપ્ત શક્તિઓ શું કારીગરી કરી રહી છે; હું કોઇને કહેવા જતો નથી. આપુડો થતો નથી, છતાં પણ પત્તો નથી, પડતો કે આસડતો સુધારો કયાંથી આવે છે. કોણ લાવે છે ! કેમ, હું કળિકાળ, જમાનાનો રાજા, સત, દ્વાપર, ત્રેતાની, શું શક્તિ, આ વ્યક્તિ આગળ, સરસ્વતી બકતીજ રહી છે, છતી થાય તો, ચતીપાટ પાડું, હાથ મોડાં પગ બંધ કરૂં મગદુર છે ? કેમ માખણદાસજી ખરૂં કહેજો.

કટાવ તરજ.

સ્થળ સ્થળમાં, વાદળ જળમાં વળી કળ બળમાં;
વાયુ વહનમાં, ભૂમી દહનમાં;
ઘર વ્હાણો બાળું, સુરંગ ફોડું, વિખથી ડાળું;
કુડ કપટ ફેશનથી જોડું, તોડું, ખોડું.
સ્ત્રિ પણ આપું, પૈસો આપું, સહુને માપું,
પછીજ કાપું, ચપ ચપ ચાંપું;
ચડડ દઇ, કયસર હું કલીમાં, ભળી ફેશન છે,
ઘણા દિવસનું, એ લેસન છે.

એજ સહુમાં કલેશ, કલેશને, કલેશજ છે.

**માખણદાસ**—ખમાં ગરીબ પરવર મા બાપ, ( મનમાં અનાજ તો અમારૂંજ ખાઇએ છીએ. ) કારણ, અમારી ભૂમીમાં અમેજ ખેડી મહેનત કરીએ છીએ, તો પણ ( હા, લગાવ મસ્કો. ) અન્નદાતા, દયાળુ ( એક પરમેશ્વર છે) હાંજી મહારાજ, દયા નિધાન ( મનમાં આપણે ન હોઇએ તો એ રાજાજ કેમ કહેવાય, એટલે એજ આપણો ગુલામ છે) પણ હાં સાહેબ, દીનદયાળ, આ આપનો ગુલામ, ખરૂંજ કહેશું, ( બધું જુઠું. ) અન્નદાતા, કોઈ પણ ન કરી શકે તેવાં કામ આપે કર્યા, અદભુત ચાલાકી. ( મનમાં અમારી ભ્રાતૃ ભૂમીના કમ ભાગ્યે ) મહારાજ રંગજ ફેરવી નાંખ્યો.

**કામાજી દીવાન**—( ઉત્સાહમાં પોતાની બેઠક પરથી ઉઠી ) મહારાજ દરેક ખંડીઆ રાજાઓમાં તમામ મારા જાત ભાઇઓ દીવાન રાખેલા છે, ગુલાબ સમાન ગોરીઓ દેવચંદ્ર પાસેથી પણ છીનવી, એશ ભોગવતા રહ્યા છે, રાજકુમારોને પણ મારા પ્યારા શરાબમાં મસ્ત બનાવ્યા છે. અને આજ મારો એટલો બધો લાગવગ આપના પ્રતાપે વધ્યો છે કે, ( મારી સુખની લાલસામાં ) કોઇ પણ એક અક્ષર ચૂંકે ચાં કરી શકે એમ નથી.

**ફેશન**—મેં તો આજ સુધારા સુધારા અને સુધારાનાંજ, ગીતો ગવાદ્યાં છે. પણ પ્રભુ આપના શણગારના પ્રતાપેજ,

આપના પોશાકના પ્રભાવેજ, આપણું કામ બરાબર બજા લાવું છું, મારો સુધારો જરાકમાં સંભળાવું !:

**કેલી**—હા હા, શાબાશ, શાબાશ.

વસંતરાગ—સાંવરા મત ડારો પિચકારી—એ રાહ.

**ફેશન**—મચાવી, હોળી, મચાવી, રી,
આજ જગમાં મેં, હોળી મચાવી;
સુધરેલી સધવા, વિધવા, સરખી,
નહીં ચાંદલો, ભાળે લાવી;
કંકણ, કેશનું, ભાન નથી કંઇ,
ખ્રિસ્તણ, પારસણ, યવની કે આવી;
નહીં કંઈ, ઓળખની ચાવી,
સજેલા ખુબ શણગાર ધરાવી, ધરાવી, આજ.
ધણીઓ ઢોલકાં, જાતે બજાવે;
ગોરી ગાતી, જલસે, તાલ લગાવી;
વાહવા વદે, મિત્રો આંખે ઇશારાથી,
ખુદ, ધણી સ્રિનું, તોલ તોલાવી;
ઘર ઘાલે ઘુંઘટ પણ, બાહારમેં,
ચકલે નચાવી, સજાવી, સજાવી, આજ.
સુધરેલી શિર છત્રી રાખે,
ટાપ ટીપ, તન તાલ મિલાવી;
વાસ પુરૂષમાં, ખા[illegible] હસે છે,

ભાઇ, બ્હેને, મિસ, મિસિસ, બનાવી,
ચુમી, ભ્રષ્ટોની, સારી, ભાવી;
મોડે, મ્લેછ, પાઉડર, લગાવી છકાવી, છકાવી. આજ.
શીખે ગવૈયા પાસ, ચિઝો બહુ;
ઇશ્કની, બેશ, બોલાવી.
રંગે જુએ, પતિ ભ્રાત ને ભગની,
ભડવાની જાત જમાવી;
સહુ દીધાં શૂળીએ ચડાવી,
આમેં કેવી, હોળી સળગાવી, જગાવી, જમાવી, આજ.

ચડ જા બેટા, શૂળીપેં; કેમ, મહારાજા ધિરાજ? કેવી હોરી. અહોરી. હોળી કેવી સળગાવી?

**કલી**–શાબાશ, શાબાશ, બહુ સંભાળજો હો, જે કરો તે એવી પૉલીસીથી કરો કે લગાર પણ બહાર ન આવતા, એમાંજ ખરો રંગ છે. કેમ? મોહાજી? ખરૂં કે નહીં.

**મોહાજી**–આપનો શબ્દ, એ ઇશ્વરનોજ શબ્દ છે, મહારાજ, આ મોહમાં ને મોહમાં તો મારા વાલીડાએ. પોતાના દેહનું ભાન ભુલાવ્યું, સાહેબ લોકો શરદીના લીધે હોઠપર બરફ ન જામી જાય, એટલા માટે સીગરેટ મોઢાપરજ રાખે છે; પણ આપણા બંદા, ખાંસી થાય, છાતીમાં ચાંદાં પડે, મોઢાં ગંધાય, દાંત બગડે, તેથી સંધી વાયુ થાય, આંખે અંધારાં આવે, પણ વ્હાલી શિગરેટ, બીડી તે કેમ

મૂકાય ? જાણે મોઢેથી ધુંવાડા કાઢી, દેશને સળગાવી, દેહને સળગાવી ધુમાડા કાડતો હોય એવા કાળા હોઠના, મોહક મારા ચેલાઓ મોજ મારી રહ્યા છે, મારી સત્તા ઓછી નથી દરબાર. રાજા ધિરાજ વિષયલાલ અને ફેશનનું કામ પણ મારી પાછળજ છે, એટલે મારૂં વર્ણન કરૂં, તો આપના રાજ્ય કાર્યમાં વખત રોકું એ ઠીક ન કહેવાય મહારાજ પણ એ બધો આપનો પ્રતાપ છે.

**મદાંધ ચોપદાર**–મહારાજ, મારી કામગીરીનો રિપોર્ટ વાંચી સંભળાવું છું ? પુરૂષો કરતાં સ્ત્રિઓપર મેં મારો રોઆબ સારો અજમાવ્યો છે; કારણ, સહુની ઉત્પન્ન કરનાર એ છે, એટલે દુધ, તેવું દૈવત, આહાર તેવો ઓડકાર, રંગ તેવા ઢંગ, તેવાજ પ્રસંગ, સાહેબ સાંભળો, પ્રથમ તો વાવટો તોડવાનું કામ કઠણમાં કઠણ, કે જેથી પોતાને પોતે પણ એકવાર ભુલી જાય, તે પોશાકનું દર્શન કરાવું છું.

કવિત.

આબરૂનું ખાસ "સર્ટીફિકેટ છે" પહેરવેશ;
ઉંચ નીચ ખવાસની આરસી એ બેશ છે;
પોશાકથી પરખાય, આબાદ કે બરબાદ,
મર્યાદા વાળો કે, એ તરકડો દેશ છે;
સાદાઈ, સચ્ચાઈ, નિતિ, પવિત્રતા, ગંભીરતા,
એ સંધુ સૂચવનાર, પોશાક હમેશ છે;

તેની કરી અદાલત, પહેરવાસની બાબત,
કર્યા મેં તપાસ, આર્ય વસ્તીનો ઉદ્દેશ છે. ૧
હિંદવાણીના પ્રથમ, પોશાકનું ચિત્ર ઘણી,
પ્રાચિન કથામાં કર્યું સારી રીતે પેશ છે;
ગૃહસ્થાશ્રમ શોભાવે, પોશાક ગંભીર એવો,
સાદો સીધો જુઓ, તોછડાઇ નવ લવલેશ છે;
તે બધું ભુલાવી, ફેશનોની ફિશિયારી આવી,
મર્યાદા ડુબાવી, નહીં એને જરી કલેશ છે;
બ્રાહ્મણી કે ક્ષત્રિઆણી, વાણિ આણી પારસણ,
મુસલમાનીનો (તો) જુઓ આજ કેવો વેશ છે. ૨
સ્વાભાવિક સેંથો, સીધો, તેતો હવે મૂકી દીધો,
આડો માર્ગ લીધો, રાખ્યા ભૂતડીના કેશ છે;
ઘૂંઘટ્ટા ને લાજ, બધાં, જુનાં જે રિવાજ, આજ,
છુટે છોગે, નાગે મોઢે, ફર્યાનો રવેશ છે;
કોલેજે, નોલેજે, હસે, પતી પોતાનાથી ખસે,
અવર પુરૂષે વસે, એવો ઉપદેશ છે;
બ્રાહ્મણી કે, ક્ષત્રિઆણી, વાણીઆણી, પારસણ,
મુસલમાનીનો (તો) જુઓ આજ કેવો વેશ છે. ૩
ઓઢણાં ઝીણામાં ઝીણાં, એવાં વીણી કાઢયાં જેમાં,
સર્વાંગ દેખાઈ રહે, તેમાં ખુબ ટેસ છે;
ભાયડા ઘોડાની રેસો, રમવાને દોડે કોડે,

બાઇડીઓ બંગલામાં, રમે ડ્રેસ રેસ છે;
કોઈ સાડી ઝરીદાર, કસબ કિનાર કોઈ, મખમલી,
પારસણ (ખોજા) હિંદવાણી જાણે બેગમ બાહોશ છે;
બ્રાહ્મણી કે, ક્ષત્રિઆણી. ૪

કમખા કાંચળીઓને, સાટે પોલકાં પેસાડયાં,
જાણે ઘેર ફેશનના. બેસાડયા ગણેશ છે;
ખાંધ સૂધી પ્હોંચી બાંય, રહે બાકી મણા કાંય,
જાતી જાણી કે દાતણીઆણી, આ વિશેષ છે;
બોડી લેડી–જેકેટ ને પેટી–કોટ, ઇસ કર્ટ,
કોમ્બિ નેશનો ગવન તેતો હજી શેષ છે;
બ્રાહ્મણી કે, ક્ષત્રિઆણી૰ ૫

તાણ પડે કામ લાગે, ચોખ્ખું સોનું ચાંદી તેને;
અચકાં મચકાં કરી, લેલી મારે ઠેસ છે;
આઉં હીરે મોતીવિના, હથન લગાઇઆં કડે,
બીબી સાહિબ પાસે બીબા (પતિ)તો નરમ ઘેંશ છે;
ભાયડાએ ભાયડાની, ટેક સહુ છોડી નાખી,
ટાયડા પણાથી કીધાં, મોઢાં કાળાં મેશ છે;
તોછડાઇ, દુલકાઇ, હલકાઈ, છાલકાઇ,
સહુમાં પેસાડી તેથી રૂઠયા પરમેશ છે;
બ્રાહ્મણી કે, ક્ષત્રિઆણી૰ ૬

કુલ્લી-શાબાશ, શાબાશ, તેં પણ તારૂં કામ અચ્છું સુધારેલું છે કેમ, લોભાજી તમે શાંત બેઠા છો ?

લોભાજી—( મનમાં એ, વિચાર કીધો ) કાં અન્નડાતા, ગરીબ પરવર, પૈસા કમાવા વગરનો આ વખત ચાલ્યો જાય છે નાં, એના વિચારમાં હતો, આટલી બાડમાં એકપણ પૈસો જડીગો નહીં, ડિલતો બળી બળીને ખાખ થઈ જાય છે.

ક્રોધાજી-એ શરમ ? મહારાજાની પાસે એવું બોલતાં શરમ નથી આવતી ? નાલાયક. બેશરમ, હંબક, બોલ મહારાજ (કિવ સામ્બે જોઇને) આને શામાટે સજા થવી ન જોઇએ ?

કુલ્લી-બરાબર, પણ એ લોભાજીએ, ધનધુત ફંડમાં રૂા. ૧૦૦૦ આપ્યા, કુવિદ્યાચરણ શિક્ષણ શાળામાં રૂા. ૨૦૦૦૦ આપ્યા, કેમ ? પાખંડાનંદજી, કુટિલકવી, સ્વાર્થલંપટ સાક્ષર જુઠાજી દલાબ, વિલાસ ચંદ્રવકીલ ?

બધા-હા મહારાજ સત્ય છે. ( મનમાં એક બાજુ મીયાં કે ચાંદેચાંદ )

કવિ-મહારાજ, મેંતો શેઠને ઇશ્વરની પેઠે કવિતામાં ગાયા હતા, સ્વાર્થ લંપટે ઓહોહો, શું લડાવ્યા ? પણ અન્નદાતા, માત્ર વકીલ સાહેબનુંજ સન્માન થયું છે. અમેતો પાનાં ચીતર્યા એટલુંજ વળ્યું.

એડીટરા ચાર્ય-વગર કહે માત્ર માખણુહાસોના વખાણુથીજ

મને કટકો ભુકલો મળશે ધારી, મારા પેષરમાં ખુબ તાણીને ટાપસી પૂરી હતી, પણ દર્શન પણ નથી.

લોભાજી—હેં હેં વકીલ વગડ તો મારૂં ઘર રસોડા શીખે જાય, બાપ? મંડિર એટલે પુજાનું કડવાનું ઠેકાણું. મસજીદ એટલે પ્રભુનું ભજન કડવાનું ઠેકાણું, હમામખાનું એટલે નાવાનું ઠેકાણું એમ બધાંયનાં ઠેકાણાંને બધાયના રખેવાળ, પુજારી, ટોહાયનાં બાવા, અન્નડાતા, ખડું કઉંછું ના? ટી આ કોરટ એટલે ખોટું બોલવાનું ઠેકાણું, મંડિરમાં પણ ખડા ભાવથી જાઓતો ઠીક નકડ ડેવને ઠગવાનું ઠેકાણું, અને પ્રેમલા પ્રેમલીને મળવાનું ઠેકાણું, કાં નહીં બાપ? બઢાયને પુજાય, પુજાડીને અપાય, કાં ગડજેં, ટેમ, આ કોડટના પૂજારીને, કાં ન પૂજીએ! વ્રાંક કે ન વાંક; પણ જડાક લપસ્યા એટલે. ટૈયાર, જૂઓ હાં જુવો.

કુવિત.

કોરટના રટણમાં, ચટણી સહુની થાય,
ખરૂં કોણ બેઉમાંથી, કોણ જગ જાણે છે;
વકીલો બેમાંથી એક, ચોક્કસ જુઠો જણાવે,
(છતાં) શાખ પણ પૂરે જેનું ખાય તેનું તાણે છે;
અરજી કરી કે પછી ગરજી સરજી ગાંડા,
કરજી ગુલામી થઇએ (માટે) લોકો ખુબ તાણે છે;
બારીસ્ટરો બાહોશીના, બેઠા તે ડંફાંસ મારે,

બિચારા કહે છે બેલ, કોરટમાં નાણે છે;
કેસ નહી "કેશ" માથેથી ઉખડી ટાલ થાય,
તોયે કાંઈ લેશ નવદાદ દિલ જાણે છે;
એ ઈસમાલ પછી હાય, વોય પાય ખાને જાઉં,
મોતવિના જ્યોત કે નપોત કોઠેકાણે છે;

ખુલાસો? ખલાસો? સો ખાસડાં આં કેમ, બેઉનાં ઘર ખાલી થાય, એટલે ખાસડાંજ; લાગે, હવે કહો વકીલડાડા, પોલીસ ડાડા, વૈદ અડા, જોટષીબાવાથી, ડડીએ કેન; ડડીએ કાં પ્રભુ? કળિમાહારાજ, શું કડું માડું મોઢું ઘોડું થાતું નથી.

વિદુષક-સલફ્યુરિક એસીડનું વારનીશ કર, સાફ ચોખ્ખો યુરોપીઅનનોજ બેટ્ટો બની જઈશ.

દંભશંકર-એક દેશી ભાષામાં કહેલું છે, કે ન માગતાં આવડે ભીખ, તો તું વૈદું શીખ, હમણાં જુઓ ને અન્નદાતા, વૈદ રાજોનાં પાટીઆં કાંઇ થોડાં છે, કૃપા આપનીજ છે, અન્નદાતા, લોકો હોટેલોમાં આચાર વગર ખાય છે, એટલે એક બીજાના ચેપથી રોગો ઉત્પન્ન થાય છે, પાટલૂન, કોટ, વગેરેના, અને પગે પાટા બાંધવા ભૂલ્યો સાહેબ, એ શું કહેવાય? ડાકટર સાહેબ? ડા. બેન્ડીસ, બૈ, હા, હા, એ બાંડીઇસ, વગેરે જ્યાં ત્યાં લૂગડાં વીંટી શરિરનું એક પણ છિદ્ર ન દેખાવું જોઇએ, એમજ મોજાં પણ

પહેરી રાખે છે, તેથી શરિરમાંનાં લાખો છિદ્રો, નતો, કાર્બાન કાઢી શકે છે, કે, તેની જગાએ ન, ઓકિસજન લઈ શકાય છે, એટલે પ્રાણ વાયુ મળતો નથી, જેથી પ્રાણ હારકનું તો શરિર ખાસ ગોડાઉનજ બનાવેલું છે, એટલે, કબજીઅત, ધનુરવા, લકવા વગેરે રોગરાજોની અતિ સારી રહેમિયત છે, આગળ પગને ખુલ્લા રાખતા, ચાખડીઓ પહેરતા, તેથી આંખને પણ પગનાં તળીઆં મજબુત હોવાથી, શરદી ગરમી લાગતી નહીં, અને જોડા પહેરતા તોપણ તેલ ચોપડયા વગરના, અશુદ્ધ ગણાતા એટલે તેમાં તેલ ખૂબ પૂરતા, તેથી માથામાં અને પગમાં અને મગજમાં ઠંડક રહેતી, તેથી ચસ્માની જરૂર પડતી નહોતી, અને અંધાપો આવતો નહીં; એટલે દરેક રીતે. આપે અત્યારે અમને સગવડ કરી આપી છે, પ્રભુ દવા શાની હોય ? સંચો સાફ કરવાની કે સંચા ભાગેલાની ? મહારાજ ભાંગેલા સંચામાં તો નવોજ સામાન જોઈએ, તે હું કયાંથી કાઢું ? એટલે પછી અગડમ્ બગડમ્ દીધેજ રાખું ? ગજબ, નખોદ વાળ્યું છે, ડાકટરોએ :તો હવે, એણેતો ખુલ્લાં ભોપાંળાં બહાર પાડયાં, કે વૈદક એ નામ નાશ પામશે, અન્નદાતા એવું કરશોમાં હો ? એ ભલે બબડયા કરે.

બોટલલાલ—બેધડક રહો,તમેતો પડીકાં વાળીઆપો છો, તેનું દ્રવ્ય

દેશમાં રાખવાનું અધમમાં અધમ કામ કરો છો, જેટલાં ટીંકચર, તે તમામ થોડે ઘણે અંશે દારૂવિનાનાં તો આવે જ નહીં, એટલે દારૂના પીર પહેલે નંબરે અમે છીએ; વળી પાણી આવે, તોપણ વિલાયતી, એટલે તેમાં પણ ભ્રષ્ટવાડાનો ભવાડો કરનાર પણ અમેજ છીએ; અને સાંભળો, પૈસા પણ પરદેશમાં, એક પાઈની દવાના પચીશ રૂપીઆ મુકીએ છીએ, અભિપ્રાયો જોવા હોયતો મારી પાસે એક આખું રેકર્ડ છે. કેવા શૂરવીર, એમ, દરેક રીતે પૈસાની બરબાદી થવાથી, ચિત્તનિ ચિંતાથી, ક્ષયરોગ, રાજ્યક્ષમા, જેને અંગ્રેજીમાં કંજમશંન કહે છે, તેની પણ પુરતી આબાદી છે, કેમ મહારાજ, હું વધું કે વૈદ? બસ દેશીઓ ઢેમ, રાસ્કલ, સ્ટુપીડ.

પાખંડાનંદ—બ્રહ્મચારી–જરાક મારૂં સાંભળોજી.

કાયા કયસે. રોઇરે. એ રાહ.

હુંતો થયો બ્રહ્મચારીરે, સહુ ધરી મન મેલ, ધરી મન મેલ,
પાઠ પ્રેમ શાળાના આપું, કરૂં નાટકી ખેલ,
સંસ્કારો શીખીને અવળા; (૨)
ઉચ્ચ કુળ મારૂં, લજવા, વ્યાની આપેલરે; ધરી મન મેલ.
વસ્ત્ર સફેદ. કે, ભગવાં રાખું; પાંચે કેશ વધારૂં, હું (૨)
બાગ બંગલા, લલના ગમને, રહી,
હું સંયમો, ને સંહારૂંરે. ધરી મન મેલ

સધવા, વિધવા, જન સમાજમાં, લઇ કરતાલો તંબૂરો.
ભજન કરૂં, ન ડરૂં અપવાદે, શુદ્ધ;
ખાળ કુંડી, નો હું પૂરોરો. ધરી મન મેલ.
વાત કરૂં શાણી, પણ વાંકે; નેત્રે નારી તાકું,
તેમ તેમ દઉં, તાલ વધારે,
થાકયો કોથી, ના હું થાકુંરે. ધરી મન મેલ.
લોકોમાં પંડિત લેખાવા, વાત કરૂં મૃદુ તાણી;
વેદ યોગની ક્રિયા ન જાણું,
ઉચ્ચરવામાં યાવની, વાણીરે. ધરી મન મેલ.
ધર્મ સનાતન પાયો તેને આવી રીતે તોડું;
શાસ્ત્ર મર્યાદા, કહું, પણ હું મૂકું,
આ ઠગ પુઠે; જગત, આ દોડયુરે; ધરી મન મેલ.

## માલિની.

વિશ્વામિત્ર, પરાશરા, દિપ્રભ્રર્તયો વાતાં, બુ, પર્ણાશનમ્
સ્તેપિં, સ્ત્રિ, મુખ, પંકજમ્, સુ લલિતમ્, દ્રષ્ટૈવ, મોહમ ગતા;
શાલ્યનમ્, સઘ્રત્તમ્, પયો, દધિ, યુત્તમ્ ભોજનૂ, તિયે, માનવા.
સ્તેસા, મિન્દ્રિય, નિગ્રહો, યદિ, ભવેત્ વિંધ્ય, સ્તરે, સાગરમ્.

એવાઓની પણ એવી દશા થએલી છે; ત્યાં તો આ, આપના રાજ્યમાં રહેનારની શી ગત પૂછવી ?

**લોભીલાલ શેઠ**—માડાજ ઈટો બહુંય ઠીક, પણ કાંઈ કીમીયો બીમીયો જાણો છો ? જુઓ મારો રોફ, કેમ.

માડાજ; ટમે તો અંટર યામી છો; ટમારા કુટ ટો
અપડમ પાડ છે; પણુ મારું પણુ ગાવાનું મન થાય છે;
બંદાનાં કામ કેવાં; જેવાં નીકર તેવાં; સાંભળો.
આપા ગયા રૂખમણી કાકીના ઘરમાં સવારે—એ રાહ.
કહેવાઇએ ધનવાનોથી શેઠ, ઊંધું આખા જગનું મારૂં;
ધન ધુતિને ગાડી, વાડી, લાડી, જાડી, ધારૂં;
શેર સટ્ટા સુરતી જુગારે, આ મોટું પેટ વધારૂં. ક.
ખુશામદોના, ખાન બનીને, ખીસા ખાસા મારૂં,
બ્હાર દંભ મોટા દેખાડું, (પણ) અંદરમાં અંધારૂં. ક.
દેવાળા કંપનીએ કાઢયાં; અમને સહેલાં વારૂ,
રઝળે ભાઇઓ મરે ભુખથી, તો પણ ભાવ વધારૂં. ક.
ખ્યાલ રાખજો હો ?
પૂતર, સોનું, બનાવવાને, આંક ભાવના સારૂ,
કરૂં ? સેવ બ્રાહ્મણ, સાધુની, વિદવાનોને લાતો મારૂં. ક.
સભા બરખાસ્ત બાકીનું બીજી સભામાં; ઘણી ખમાં—સલામ.

## પ્રવેશ ૨ જો.

રસ્તો (પાછળથી રાજાઓ વગેરે સુધરેલાનું સ્થાન.)

**માખણદાસ**—કેમ, મી. ગમારદાસ; આજ આપણી મિટિંગ મળવાની છે, કાલે ફેશનના સ્વામી કળીરાજાના દરબારની હકીકત, તો આપે સાંભળી હશે.

**ગમારદાસ**—જોઇ, “વરમરો કન્યા મરો ગોરનું તરભાણું

ભરો." એ સાદી ને સૂતરી કહેવતના આપણે સેવક બન્યા છીએ, નિશ્ચય કર્યો છે; અને એનાપર આપણે એક સુંદર ગઝલ પણ, ઉંઘનાં ઝોકામાં બનાવી દીધી છે.

ગઝલ

સદા સંસારમાં સુખદુખ—એ રાહમાં ગવાશે.

હલાવે હાથ પગો જગતમાં જનોન સારા, (૨)
કરે માંકડાંની પેઠે, ખૂબ ચાળા એન સારા. હ૦
શ્વાન, કીટ, ખર, કાગને, ખાતાપીતા રોજ,
ગીદ્ધ, બાજ, શકરા ઘણા, ફોલે છે મનમોજ;
આપણે એમજ પેટ ભરીએ, મરીએ એ માંહેજ સારા,
ભલે કહે લોક નફ્ફટ નિર્લજ તોય આપે સારા. હ૦
શાસ્ત્ર ભણે શું થાય છે, અભણ રહ્યામાં લાભ;
મૂરખ સમજુ, જન કહે, ભલે તૂટતો આભ;
ધોતી કોઇ દે પહેરાવી, આપણાને એજ સારા,
ન્હાવું, ધોવું, પાઠપૂજા, જે ન કરે એજ સારા. હ૦
કીડીને કણ આપતો, હાથીને મણ આપ,
સાપતણે મુખ ઉંદરા, પડતા આપો આપ;
પહેરાવે બૂટમોજા, અવરકોઈ આપે, સારા,
પડયા હોઇએ લોથ બિછાનામાં ઘોરે એજ સારા હ૦

**સવલો**–(હાથમાં શરાબનો શીશો) વાહ બાપુજી વાહ. શું તમારૂં ગાવણું, તમે સુધરેલામાં ખપોસો, પણ અમારા

રાજાજી, એ, હવે સુધરેલા થીઆસે તો બાપા, મારી બુનને તો માનીતી કરી રાખીસે ? રાણી ઉંના, શા દેન, સે તી, ભલી બોલી હકે ? દરબારના, બાપ હોકો ગગડાવતા, અને અફીણના ઝોકામાં; મારા વાલીડા, લોભીલાલ શેઠે તો, ગરાશનો ગરાશ માંડી લીધો, પણ અમારા અને તમારા જેવાના પરતાપે, હવે હોકાના ઠેકાણે સીરૂટ ને સીગરેટના ઠોકા ઠોક લાગ્યાસે, અને દારૂની તો એવી પોકા પોક ઉડી રહીસે કે, વાત મૂકો વાત; ઓલો જગલો ભંગીઓ ઈની માને નાતરે લીએની, બી. એ. કે ઓલેલબી થઈ આવ્યોસે, તી મારે વાલીડે, મારાજ સાહેબ ને, એક મેમડી. એક મડમડી પણ પરણાવી દીધીસે, તી, કાંઇ રંગડા, કાંઇ રંગડા, રાતદીનું ભાન નથી, અને આપણે પણ મોજું, માણીએં સીયેં, બાપુ એં હમણાં તો ખૂબ કરી, હારો એક કારભારી ઠગી ગીયો, એલા અમારા ગામના મોસી એવાં બુટ કરેસે કે, વિલાતીને આંટીદીએ, દરબાર બાપાએ કારભારીને કીધું કે વલાતી બુટ લાવ, ઉંસાંમાં ઉંસાં, સાર રૂપીઆ દેઈ; મોચી અમારા ગામના પાહેથી લાવ્યો પણ બાપાએ ઝટ પાટું મારી ફેંકી દીધાં, કીધું કે સાર રૂપીઆનાં વિલાતી હોય ? ઝટ મારો લૂસો, કારભારી જાતેકને. એવાંજ બીજાં લાવ્યો, ત્રયણ રૂપીઆમાં, બાપાને કીધું, વીશ રૂપીઆ આપ્યા, લઈએ વલાતી

વલાતી જડયાં, બાપા રાજીથીઆ, અને કારભારીને કીધું, કે મને તમામ વલાયતીજ લઇઆવી આપ, ઢેમ, ગધેયડું, દેશી બધું કાઢી નાંખ, દરબારમાં કાંઇએ ન જોઇએ આ તે હીથી. ઘરમાં, દરબારમાં, અને જ્યાં જોઉં, ત્યાં, માટીનાં કોપ, સાસર બંગડીઉં, ટેબલો, હાંડીઉં, ઝુમર, એવાં ઝળક ઝળક થાય છે કે જાણે મોટા ગામની હોળી હળગી રહીસે શું તેજ ? વગર દેવતાએં ભડકા ભડકા હળગાવી મૂક્યાસે ઓહોહો.

**લબાડદાસ**—અરે ચાલો છો ? મિટિંગમાં, આજે સુધારા સમાજની મિટિંગ છે, અને તેમાં અધિકાર પ્રમાણે ઇલકાબ મળશે, અને હાં, તેમાં લેડીનો નાચ છે, ચાલો ચાલો, વખત વહી જાય છે.

(મિટિંગમાં જાય છે, ત્યાં ભાષણ થાય છે).

મારાં, વાલાં, અને વ્હાલી મધુકરો, અને મધુકરીઓ, આ જગ્તમાં, આજકાલ ઘણાંક પંથોએ ઘણીક સોસાઇટીઓએ; અને ઘણા સમાજે, જન્મ ધારણ કર્યો છે, પ્રાર્થના સમાજ, આર્યસમાજ, મહિલા સમાજ, બ્રહ્મોસમાજ, ગુરૂકુળસમાજ, એમ નામો ધારણ કરવા જઇએ, તો ઘણોક સમય વ્યતિત થાય, અને તેથી તમારા સરખી મળેલી, આનંદ મંડળીમાં મળેલા, મારા કોમળાંગા, અને કોમળાંગીઓનાં, શરિરો જે બહુંજ નાજુક, મનહર પ્રકૃતિનાં બનેલાં છે. તેને તકલીફ થાય,

એ મારૂં અંતઃકરણ કદીપણ કબુલ કરશે નહીં, આજ બ્રિટિશ મહારાજ્યના એટલે કે શાણી સરકારના પ્રતાપે આપણે દરેક રીતે સ્વતંત્ર છીએ, એ એમનો ઉપકાર અવર્ણનીય છે.—(તાળીઓ) ઓરંગજેબ, તૈમૂરલીંગ, નાદીરશાહના વખતમાં, વન વન રઝળતી, જે પ્રજા, તેનાંજ બાળકો, આજ આનંદના; ઉપવનમાં વિહાર કરી રહ્યાં છીએ, સુંદર કાયદાઓથી, દરેક પ્રજા સલામત, અને સંરક્ષિત છે, આપણને કેટલું સ્વાતંત્ર અરપેલું છે કે, તેઓના બાંધેલા કાયદાઓની હદમાં રહી, ગમે તે માણસ જાતભાતના તફાવત વગર, ગમે તેવો આનંદ મેળવી શકે છે, ધર્મના પંથો કાડનારનાં, દુષ્ટાચરણોની, જડ કાડવામાં, આપણા સમાજોએ, પાછી પાની કરી નથી, અને આજ દિવસ લગણ. પણ, આદુ ખાઇને અડયા છીએ; દાળ અને ભાત મળવાથી, એ જુદી જુદી જાતો, મળવાથી વરણ શંકરતા થાય છે, જેમ, ઘોડા અને ગધેડીના સંયોગથીજ ખચ્ચરો ઉત્પન્ન થાય છે, તેમ આપણે પણ ન્યાત જાતના ભેદ વગરનાં લગ્નથી વર્ણશંકરો કહેવાઇએ તો શું ? થયું ? ખચ્ચરો, ભાર ઉપાડવામાં ઘણાં મજબુત નીવડયાં છે ? તેમ આપણે પણ ગાડા નીચે ચાલતા શ્વાનની માફક, દેશના ભારવાહક, કહેવાઇએ તો ખોટું શું ? સોનામાં ત્રાંબું મળે તો, વર્ણશંકર કહેવાય, તેમજ ગીનીનું સોનું થયું, તો શું થયું ? નરમ સોનું જલદી ઘસાય છે, તેમ સનાતીઓ વગેરેમાં, દયાળુ પણું, પરમાર્થતા, વગેરે

ગુણોને લીધે સાચા જલદી ઘસાતા જાય છે. પણ આપણે, ખચ્ચર જેવા, બનાવટી સોના જેવા, થશું; પણ કોઈકાળે ઘસાસું નહીં, તે ઘસાસુંજ નહીં. સ્વયમ્ કટાઈ બગડી નષ્ટ થઇએં તો ભલે, સ્વામી દયાનંદ, ને, સાચા સનાતનીઓ વખાણે છે, અને પૂજ્ય બુદ્ધિથી જુએ છે, સંન્યાસી તરીકેનું ગુરૂપદનું માન આપે છે, અને સત્યાર્થ પ્રકાશમાં જે લખેલું છે; તે ખરૂંજ કહે છે, કારણ સત્યાર્થ પ્રકાશમાં સારા અને સાચા બ્રાહ્મણનું પૂજન કરવાનું સાફ લખેલું છે, નિયોગ પણ અતિ અસહ્ય આપત્તિમાંજ કરવાનું, એટલે આપદધર્મ તરીકેજ ઉપયોગી થવાનું લખેલું છે, મલેચ્છ ભાષા, અને મ્લેચ્છનો સ્પર્ષ ન કરવાનું સૂચવ્યું છે, એટલુંજ નહીં, એ પણ બ્રાહ્મણ, અને સનાતનીજ, એટલે આગળથી ચાલતો આવેલો વેદ ધર્મ માનવાનુંજ સૂચન કરે છે, એટલે સ્વામીશ્રીજી, સનાતની, જે આર્ય સમાજી, તે શુદ્ધ સનાતનીજ છે. એમ કહે છે, પણ આપણે તેથી પણ વધી, પશ્ચિમ દેશોમાં બ્રહ્મચારીણીઓ થાય, તે જોશું, વાંચશું, અને તે, વિદ્યાના પ્રચારથીજ થએલી છે; તેમજ બ્રહ્મચારીઓ પણ ત્યાં થયા છે, તે વિચારશું. તેજ સદ્ વિદ્યા, આપણાં જુનાં શાસ્ત્રોમાં, બ્રહ્મચર્ય પાળવાનીજ બતાવેલી છે, તેને આપણે શા માટે માનીએ, આપણે તો જગતને નવુંજ કરી બતાવવાના છીએ, પુનર્લગ્નનો રસ્તો ખુલ્લો કરી નીતીની પાળ માત્ર શારિરિક ક્ષણિક સુખ માટેજ તોડી પાડ-

શું, એટલે હમેશાં સારૂં કરવામાં વખત દુખ અને ભોગો આ-
પવા પડે. જેથી બચીશું, અને મરજી મુજબ; મોજ માણીશું.
સરકારની આપેલી બક્ષિસ, સ્વતંત્રતાનો કેવો ઉપયોગ કરીએ
છીએ, એ આપણેજ સમજવાનું છે, ટર્કિમાં જર્મન. લેડીઓ
એ (કળીની રતીઓએ) પગપેસારો કરી ત્યાંના મુસલમાનોને
કળી મહારાજના ફેશનના એશ આરામથી, ધર્મભ્રષ્ટ કર્યા;
જેનું ફળ. આખી પૃથ્વી જુએ છે; તેમજ આપણા કુટુંબમાં
લેડીઓ આવી ભલે આપણું સત્યાનાશ વાળે; પણ આપણને
સ્વતંત્રતા મોજશોખનુંજ કામ છે, પછી યુરોપમાં સળગેલા
જંગની માફક આપણું પણ ભલે સર્વ સ્વ નષ્ઠ થાય. બાળબ-
ચ્ચાં રખડો, અનાજની મોંઘવારી સહન કરો, બેલ્જીઅમનાં
બાળકો માટેનાં ફંડોની માફક આપણાં બાળકો માટે ફંડો
ભરાશે, પણ આપણને શી દરકાર છે. કલી મહારાજની આ-
જ્ઞાનું, તે પણ ફેશનથી કદી પણ, પાછા ફરિશું નહીં, (તા-
ળીઓ.) ગુરૂકુળો સ્થાપવાનાં લેકચરો આપી, ત્યાં પણ આ-
વીજ સ્વતંત્રતાનાજ પાઠ આપવા, હરદ્વારમાં રસ્તાપર રોટલી
ખાતાં શીખવવાની કોશેષ કરવી? આગળ રૂષીઓ પર્ણકુટીમાં
રહેતા, ત્યાંજ શિષ્યો પર્ણકુટી બાંધી રહેતા; લંગોટ શિવાય.
કશું વસ્ત્ર રાખતા નહીં, ટાઢ તડકો વરસાદ, તેનું રક્ષણ એક
માત્ર ધૂણી, અને પર્ણકુટી કે, ગુફા હતી, તેથી ટાઢ તડકો
સહન કરવાની શરિરશક્તિ ખીલતી, અને મજબૂત રહેતા, અને

એક વખત ભિક્ષાન્નથી, ગુજારો કરતાં કામ પણ કયાંથી સતાવે ? આજ તો તૈયાર માલમલિદા, સાંરૂ કપડાં, સૂવાનું સુંદર મકાનમાં, અને તમામ ઐયાશી ચીજો, એમાં છોકરા પોતપોતામાંજ બગડવાનો રસ્તો થાય, તો એમાં કાંઈ નવાઇ સરખું નથી, એમજ કન્યા ગુરૂકુળ કેમ, સ્વતંત્રતાજ આપણે શીખવવાની જરૂર છે; અને તે જેમ બને તેમ કૂદકે ને ભૂસકે, ચાલતી દોડતી આવે છે, એટલુંજ નહીં ફેશનરાજાના પ્રતાપે, ધનપાત્રો પણ આપણને એવા કામમાં જશનાં ભુંગળ વાગવા માટેજ પૈસાની સારી મદદ આપે છે, કોઇપણ રીતે ચાર માણસોમાં, ચાર પેપરોમાં, ચાર દિવસ નામ બહાર બોલાવું જોઇએ, એપણ એક સ્વતંત્રતા. ? (તાળીઓ) સદ્‌ગહસ્થો મારે ઘણું બોલવાનું હતું પણ સમયના સંકોચને લીધે ક્ષમા માગુંછું.

**લંબકર્ણ સિંહ**—સદ્‌ગ્રહસ્થો, અને બાનુઓ, આજે મી. અટેકચંદ ભાઇનું વ્યાખ્યાન સાંભળી આપણે એટલુ જરૂર સમજવાનું છે, કે, આત્મભોગે, દેહના ભોગે, અને દેવના ભોગે, પણ સમસ્ત જગતમાં સ્વાતંત્ર, પાથરવા, યાહોમ ઝીપલાવવું જોઇએ, હું મારૂં મારૂં રાજા તરીકેનું કર્તવ્ય. એટલું તો જરૂર બતાવીશ. કે જગે જગે જડ ઘાલી બેઠેલા મક્કમ વિચારના, શાંત સાધુઓના મઠ, મંદિરોમાં

આપણાજ લાગતા વળગતા બેસાડી, તેમની સત્તા ફરી કરી એકજાતનું દેશનું બળ તોડી, પાણી ડોળી નાંખીશ, અને મારા એટલે ફેશનના પ્રતાપે, આપ સરખા સલાહકારોના પ્રતાપે, એમાં હું પૂર્ણપણે ફાવી જઈશ. હું એક બાળક કે રાંકમાંથી રાજા થયોછું, મારા પછી મારી પ્રજાને રાજ્ય મળશે કે કેમ? તેની મને દરકાર નથી. હું મારી મિલ્કત, બીજા દેશોમાં ફેંકી દઈશ, પણ કંઇક નવું બતાવ્યા વગર રહીશજ નહીં, સ્વતંત્રતા સુધારો, અને સુધારો, એટલે સારી ધારવાળો કુહાડો હું જરૂર મૂકીશ, એ ખાતે નિર્ભય રહેજો; બાપડાઓનાં વચનો, શાસ્ત્રોનાં વચનો, અને પરોપકાર કરી સર્વ જ્ઞાનનાં શાસ્ત્રો આજલગણ સાચવી રાખ્યાં, એવા બ્રાહ્મણોનાં સાધુનાં, પીરોનાં, પોપોનાં વચનો જ્યારે હું ત્રોડું ત્યારેજ સુધારો કહેવાય. અને તમારે પણ સમજવો જોઇએ. કેમ? આ દેશમાં કોમે કોમે મારામારી, વિલાયતમાં રણયગ્ન, કોઇનું માનુંછું? આખી પૃથ્વીસામે તૈયારછું, મારી ગર્જના? કેવી છે?

**સર્વે**–(તાળીઓ) હુરરે, હુરરે, હુરરે, ના અવાજો, ટેબલ વગેરેપર

ખાણું ખવાય છે, શીશીઓ ફડાફડ ફુટે છે, દારૂ પીવાય
છે, પછી. તમામ, દારૂના નીશામાં ગાય છે.)

**નચાવીએ તેમ નાચેરે મોટાભાઇ ફક્કડ મારા એ રાગ.**

ઉડાવો આજ બોટલો આવારે, ઘરમાં નહીં પીવા ખાવા.
બિસ્કુટ, સોડા, લેમલેડ, ને રોઝબરીના પ્યાલા,
કેક, પાઉં, ટી, આઇસ, આઇસક્રીમ, ડબલરાટી દે લાલ.રે.
જાત ભાતનો ભેદ ન રાખો, માંડો ખીચડી થાવા;
થાઓ ટોકળાં વર્ણશંકરો, બનાવીએ જગબાવારે. ઉ.
(બાહેર) બ્રહ્મચર્ય શીયળનુ બોલો,
(અંદર) માંડો બિધવા સંદાવા. કોલેજો, ગુરૂકુળ, પ્રસરાવો:
કહીએ; પણ નહીં કરવા પરવારે. ઉડાવો.
હોટેલમાં ચોટેલા રહેવું, બૉલ, નાચ, પણ તેવા,
બાહારદેશ સેવક કહેવરાવો, (પણ) ફેશન નહીં ફેરવવા. ઉ.
ઓયસ, ડેમ રાસ્કલ, માઇફાધર, ઇઝ વેરીડટી ઓલ્ડગોન ઇઝ
નો રેગ્યુલર, એન્ડ નો ઓનેષ્ટમેન, યસ. યસ, યસ,
કહીશું કહીશું દુખ નહીં સહીશું, મોજલેઇશું, બહાર દેખાવે,
લેકચર રૂડે; રંગીલા પણ, લેશમાત્ર નહીં કરવારે. ઉ.

(ગાતા ગાતા નશામાં ચાલ્યા જાય છે)

**મેમ**–સ્ચુપીટ ઑલઇઝ હંબગ, કયસા બનાયા હય, હમારે ઇ-
ગ્લાંડમેં બી ખુદ ગવર્નમેન્ટનેં, શરાબકો લીમીટમે લીયા
હય, યહાં શાસ્ત્રો મેં મના; મગર સબ જગટ કલિ
રાજકા જોર શાબાશ, શાબાશ.–(કરતી નાચતી જાય છે)

# પ્રવેશ ૩ જો.

નારદ (રસ્તામાં ગાતા ગાતા વસ્તીમાં જાય છે)

**આશા ધનાશ્રી.**

છે અંધારૂં ઘોર. (૨)
અવનવિમાં દીસેછે, સઘળે અંધારૂં ઘોર અંધારૂં ઘોર.
ચોર શાહુની, સમજ ન સૂજે,
નટખટ, નષ્ટ, કઠોર. કઠોર, કઠોર, અવનિમાં.
ખટપટે, ઘટઘટ, ઘરઘર, ઘેર્યું;
જુલમીનું છે, જોર, જોર, જોર; અવનિમાં.
ચટપટ ચગદાતાં, કિંચિતવાતેજ;
ક્યાં કરવો જઇ શોર; શોર; શોર; અવનિમાં.
વ્યાધી વધે દિન, નિશ શશી વધતી;
ધુર્ત થયા છે; ચકોર; કોર, કોર, અવનિમાં.
સતદ્વાપર, ત્રેતા, નહિં કલિ તુજ સમ;
તેં તો કીધા પૂર્ણ બપોર, પોર, પોર, અવનિમાં.
વ્હાલા પ્રભુ કર કરૂણા આ સમયે;
તાપ ત્રિવિધ નેતું ત્રોડ, ત્રોડ, ત્રોડ, અવનિમાં.

વાહ કલિ તારૂં પરીબળ ધન્ય છે. ન્યાયમંદિરો રૂશ્વત મંદિર શાહુકારો દીવાળીઆ થયા, પિતા પુત્રનો મારક, પુત્ર પિતાનો મારક હાહા કલિ, એક કવીએ ખરૂં કહેલું છે.

## ગઝલ.

છે આ સંસાર, કે સમશાન, છે શું તે ન સમજાતું;
નગર છે કે, આ ભુતાલય, ન બુદ્ધિથી નકી થાતું. છે.
મનુષ્યો છે, કે દૈત્યો છે, આ વૈભવ છે, કે સ્વપ્નું છે;
દીસે આ મહેલ મંદિરો, અરે કે પાપખાનું છે. છે.
વહેછે પાણી સરિતામાં, અરે ના એ રૂધિર વહે છે;
થઈશું મેઘની વૃષ્ટિ, નહીં એ આંસુ વરસે છે. છે.
હતી જ્યાં ગૌ તણી શાળા, દિસેછે ત્યાં, કતલખાનાં;
ભણાતા વેદના મંત્રો, ગવાતાં ગીત નિંદ્યનાં. છે.
હતી જ્યાં રોશની ઉજવળ, સુવિદ્યાની સકળ સ્થાને;
બળે ત્યાં આગના ભડકા, જણાવે દ્વેષ ઇર્ષાને. છે.
નતિ વ્યાધી ઉપાધી જ્યાં; કરોડો છે દવાખાનાં;
હતિ સ્ત્રિઓ સિયળવંતી, વધ્યાં ગ્રહ ત્યાં ગણિકાનાં. છે.
હતોજ્યાં ધર્મ પરમારથ, ત્યાંછે સ્વાર્થિ ઘાતકતા;
હતું જ્યાં સત્ય ને નીતી, વધી બહુ ક્રૂર પાતકતા. છે.

## શાર્દૂલ.

નિર્બિજા, પૃથ્વી, નિરોષધરસા, નીચો મહત્વમગતા;
ભૂપાલા, નિજ કર્મ ધર્મ રહિતા, વિપ્રો કુમાર્ગો મતા.
ભાર્યા ભર્ત વિરોધિનિ, પરિરતા, પૂત્રો પિતુર્દ્વેષિતા;
હા:કષ્ટમ ખલુવર્તતે, કલિયુગમ્ ધન્યો મૃતો જેનરા.

પૃથ્વી બીજ વગરની, ઔષધો રસ વગરનાં; અને નીચ

વસ્તુને મહત્વ પદમળ્યું, રાજાઓ પોત પોતાના કર્મ ધર્મથી રહિત થયા. અને બ્રાહ્મણો એ કુમાર્ગ લીધો, સ્ત્રિ પતિથી વિરૂદ્ધ, અને વ્યભિચારણી થઇ, પૂત્રો પિતાનો દ્વેષ કરવા માંડયા, હા કલી તારૂં કપટ, અવધિ પારવિનાનું, તને શરમ છે, આવા સમયમાં જે મનુષ્ય. ધર્મને માટે મૃત્યુ પામેલો છે; દેહને ધર્મનેજ અર્પેલો છે, તેનેજ ધન્ય છે હા; કલી, હા; કલી, ધન્ય છે; ( ગાતા ગાતા જાય છે ત્યાં એક ગામનો દેખાવ. )

એરજણ—ચાય, બામાણીઆ ચાય,પૂરી પકોડા.પૂરી પકોડા, વડાં ?

બીજો—સોડા, લેમોનેડ, આઇસક્રીમ, મલાઇ.

ત્રીજો—ડબલરોટી, પાંઉં, બિસ્કુટ, કેક, ઠંડા બરફ.

ચોથો—હલવા, જલેબી, બરફી, પેંડા, ખાજા.

સિકિસ્સવાળો—અરે તમારી બૂમો સાંભળી મારૂં તો મગજ પાકી ગયું, સત્યાનાશ મારૂં તમેંતો કાડયું, અરે તમારી દુકાને, ખુજલીવાળા, દાદરવાળા સહુ કોઈ ખાવા આવે, તમોને એજ ખુજલી વાળા, કે આંદી ટાંકી વાળા હાથે પાકીટમાંથી પૈસા કાઢી આપે, એ પૈસા પહેલા તમે લો, ત્યાર પછી સિઠાઇ આપો, એટલે તમારા ઘી કે તેલવાળા હાથને પેલો ચેપ તમને લાગે, તમે તુરતજ મીઠાઈ વગેરે ઉપાડો એટલે તમારો ચેપ પણ તમામ અમારા ખોરાકમાં આવે તેથી એલોપથીના નીયમે, અરે નખોદીઆઓ હું કયાંય પણ ખોટે રસ્તે

ગયો નથી, પણ તમારા આ ખાણુના પરતાપે મારી આ દશા થઈ છે.

**બીજોદરદી**—ભાઇ મને પરમેહ થયો છે. મારી પણ આ દશાને, આ દુકાનોજ આભારી છે.

**ત્રીજોદરદી**—ભાઇ ! હમેશાં નાસ્તા ખાઇને, હવેતો આ દુનિયાંમાંથી પણ નાસ્તો થઉં એવી વેળ આવેલી છે, આ બધા મિઠાઈબનાવનારાઓનો, બેલેન્સ રહેલો માલ, બિજે દિવસે બનતી મિઠાઇમાં ભેળ સેળ ન કરે તો નુકસાનજ જાય. એટલે એવા જુના સડેલા પદાર્થો ખાવાથી મને અજીરણ થઇ બાદ જળોદર થયો છે. ક્યાં જઉં રે બાપ ! રાતવાસી ખોરાકની વસ્તુને અનાજને શુદ્રાન્ન કહેલું છે. તે આજજ સમજાયું.

**એક ફકીર**—અરે અત્યાચારીઓ, હવેતો તમે સમજો, અરે! આટલું આટલું દરેક રીતે દુખ ભોગવો છો, છતાં નથી સમજતા, કે તમારા વડીલોની આજ્ઞા માની આચાર સહિત; ઘરમાંજ પોતાને હાથેજ થતી, શુદ્ધ રસોઇઓ જમી સ્વર્ગીય સુખ ભોગવોને, જેથી તમારા વિચાર પવિત્ર થઇ દેશ માટે પવિત્ર કામ કરી શકો. અને આરોગ્યતા ભોગવવાને ભાગ્યશાળી થાઓ.

( બધા દરદીઓ કરગરી મહારાજ પાસે પોતાનું દુઃખ ગાઈ બતાવે છે)

### મારો રામગીયો વનવાસરે (એ રાહ)

આંખે ઉંઘલડી, આંહી નાવે જરી;
મારા પ્રભુજી છુપાયા કોણે ધામરે. આંખે.
આંખ વિનાનું સઘળું, લાગે છે અંધારૂંરે;
નાકવિનાનો, બદનામરે. આંખે.
રગે રગે વગતો મારી, સમૂળગી મૂકી દીધી; (૨)
રહ્યું સૂનું મંદિરિઉં, મારૂં ધામરે. આંખે.
આને મેં, પીધી ચાહી, સિગારેને કંઠે સાહી;
(જાણે) ઓટના ધુમાડીઆનું ધામરે,
(તેમ) સળગાવ્યું મારૂં મેં તમામરે. આંખે.
છાતીમાં ચાંદાં પડીઆં, કબજી ચા બાઈએ કરીયાં;
દારૂનાં દાઝેલાં તન શ્યામરે, થયો સહુમાં બદનામરે. આંખે.
તાજાં શુદ્ધ ખાવાં છોડયાં, (મન) પડતર ચેપીમાં દોડયાં
છતી આંખેથી ખોયાં છે, આધન ધામરે; કુડાં કામરે. આંખે.

ફકીરો–એમાં પ્રભુનો શો દોષ? તમારાં કર્મનું ફળ છે, તે તમે ભોગવો છો, હવે તો આંખો ઉઘાડો?

બધા સાથે મહારાજ ખરૂં છે, તુલસીદાસ મહારાજે કહ્યું છે: (તમામ સાથે સ્ત્રિ પુરૂષો વગેરે ગાય છે.)

અયસે પાપી નર હોવેંગે કલજુગમેં. (૨)
પગડી બાંધે, પેચ સંવારે, ઠુમ ઠુમ પાઉં, ધરેંગે;
ગલીયાં ગલીયાં ફિરત બાવરે, (૨)

નાર પરાઇ, તક તકકે, ફિરેંગે. કલજુગમેં.
( એ ગાતાં ગાતાં રસ્તામાં વિલાપ કરતાં જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

**સાધુઓ ફકીરો પાદરીનું સાધુની પર્ણકુટીમાં.**

ઇશ્વરાનંદજી—જ્યાં સુધી, ચિત્તવૃત્તિનો સંયમ, એકાગ્રતા થતી નથી, ત્યાં સુધી ઇશ્વરનો સાક્ષાત્કાર થવો બહુ દુર્લભ છે, એમ થવા માટે આજુબાજુના સંબંધો, જેને સંસ્કારો કહેવામાં આવે છે, તે બહુ ઉંચા હોવા જોઇએ, પવિત્રતા, આચાર, વિચાર, એતો, હાલની ખીચડી ભાષામાં અર્થ કરવા બેસીએ, તો એકજ અર્થ બંધબેસ્તો થાય છે અને તેને આપણે રેગ્યુલરતા કહીશું; પવિત્ર એટલે ચોખ્ખા, સાફ, એટલે બરાબર, નો અર્થ નિયમિત્ત, રેગ્યુલરજ થશે. કાયદામાં રેગ્યુલર, એટલે કાયદામાં પવિત્ર ચાલવું, બોલવામાં રેગ્યુલર, એટલે બોલવામાં પવિત્રતા રાખવી, એ રેગ્યુલરતા જેણે છોડી, તેનું સર્વસ્વ નાશ થાય છે. રાજાનો ધર્મ, પ્રજાને પાળવી, નહીં કે રાજાનો ધર્મ છે કે પ્રજાને ફોલીખાવી; રાજાનો ધર્મ છે કે પ્રજાને ઉંચી નીતી આપી સુધારવી, નહીં કે. કેળવણીનું સત્યાનાશ વાળવું, જ્યાં સ્વાર્થ એટલે અરેગ્યુલરતા પેઠી, ત્યાં કંકાસ, વિ-

રોધ, અને ભાંગવું ત્રુટવું થાય છે, એ પવિત્રતા, રાખવાને માટે, આદતની જરૂર છે, આદતનેજ રેગ્યુલરતામાં મૂકવી જોઇએ, મેં આગળ કહેલું છે કે, બોઇલર સાફ કરવા માટે. ચાલતી ટ્રેને કામ થતું નથી, તેમ આ શરિરરૂપી. બોઇલરને પણ ચાલતા વિચારોના, કામના, કે આનંદના, વ્યવહાર વખતે સાફ કરવું એ નકામું છે. એટલા માટેજ પવિત્ર રહેવાથી, બોઇલરને સાફ કરવામાં સુગમ પડે છે, બોઇલરને ચલાવવા રેલવેના પાટા રૂપ રસ્તો છે, આ રેલને માટે ધર્મ એ રસ્તો છે, સિગનલોથી, ગાડી થોભે છે, આગળ ચાલે છે, અને ધર્મરૂપ સિગનલથી, ગાડી ચાલે છે, અટકે છે, અને ચૂકવાથી ગાડી અને તેમાં બેસનારાનો વિનાશ થાય છે. એ ધર્મ પવિત્રતા વગર જળવાતો નથી, અને તેજ પવિત્રતાને આપણે રેગ્યુલરતા કહીશું. પ્રાતઃકાળમાં બ્રાહ્મ મુરતમાં ઉઠી, સંધ્યાઆદિ નિત્યકર્મ કરવાથી પ્રથમતો બોઇલર રૂપ આ શરિર શુદ્ધ થાય છે, ત્યારબાદ ધર્મનું પુસ્તક, ગીતા, કુરાન, કે બાઇબલ, કે રાસ, કે ગાથાનું પોતાની સંસ્થામુજબ સ્મરણ કરવામાં આવે તો એ સિગનલ સૂચવે છે કે, અહિંસા ન કરો, ક્રૂરતા ન વાપરો; બંધૂભાવ વધારો; તમારાથી જે બને તે સારૂં કરો,

સ્વાર્થ તરફ દોરાઓ માં, એજ સ્વાર્થ ખાડામાં નાં-ખશે. અનિતિ અનાચારથી વેગળા રહો, પરમાત્માને યાદ કરો, મરી જાવું છે, એ ચોક્કસ છે. માટે આ-વ્યાનું સાર્થક કરો, એનું આખા દિવસમાં રેગ્યુલરતાથી મનન કરવાથી, વર્તન હોય, તો આ મનુષ્ય રૂપ ગાડી, કદી પણ ખાડા ખબડામાં ગબ્ડશે નહીં. તેથી જરાક પણ ચૂકયો તો, એક ગાડી તો શું! પણ ઘણીજ ગા-ડીઓનું સત્યાનાશ થવા સાથે રસ્તા, ઝાડો વગેરેનું કચ્ચરઘાણુ થવું થાય છે. ઇતિહાસો કહે છે, ગાથાઓ કહે છે, પુરાણો કહે છે. કુરાન, બાઇબલ, શ્રુતિઓ, એમાં કર્મ, અને પરિણામો બતાવતાં સર્વના હિતકર્તા પવિત્ર શાસ્ત્રા પોકાર કરી રહેલાં છે. અનાદી કાળથી કહેતાં આવ્યાં છે. કોઇપણ રાજા, ધર્મ, કે શૂરવીર માણુસે, અન્યાય, અધર્મ, કે અનિતિનું પગલું ભર્યું, કે સિગનલ ચૂકયા, કે તુરતજ અથડા અથડી થઇ નાશ પામે છે; વિચારોની અથડા અથડી, કર્તવ્યની અથડા અથડી, અને આખર માણસોની, અથડા અથડી, જુઓ આજ રૂશીઆની સ્થિતિ, સમસ્ત પશ્ચિમની સ્થિતિ. અને આગળની આર્યવર્તની સ્થિતિ, એ શું સૂચવે છે? "સર્વત્ર સત્યનોજ જય છે." એ ધર્મ એટલે ચા-રૂતા રેગ્યુલરતાથી વર્તનારને કશું દુખ થતુંજ નથી,

એજ ધર્મની ગાંઠ એવી રેશમની દોરીની ગાંઠ જેવી પાકી હોવી જોઇએ કે પ્રાણાંતે પણ છુટવી ન જોઇએ, જો એવી ગાંઠ થાયતોજ સંકલ્પ સિદ્ધ થાય; અને એજ સંકલ્પ સર્વની ઇચ્છાઓ તે, પોત પોતાના પ્રમાણમાં હિતાહિત કરી શકે છે; મેસ્મેરીઝમ, હિપ્ટોનીઝમ, સ્પિરિચ્યુલીઝમ, કે જેને આપણી ભાષામાં માનસિક યોગ, પ્રેતાવાહન, દેવાવેશ, કહેવામાં આવે છે, તેને પહેલાં આપણાલોક વહેમ, વહેમ, કૂટતા, ભુવાને ઢેમ કહી ગાળો દેતા, તેજ આજ પશ્ચિમાત્ય પ્રજા, સત્ય ઠરાવી બેઠી, અને તેનાં પુસ્તકો સંખ્યાબંધ બહાર પડવા માંડયાં, આર્યવર્તમાં તો કેટલા યુગથી એ વિદ્યા હતી, પણ ડટાઇ ગઈ, સુધારામાં અંજાઈ ગઇ, ફેશન રૂપ રાજાની નવી વહુના મોહમાં, મા, બાપ, ભાઈ, બેન, સર્વે ભૂલ્યા સમાન તું કહેસો સત બીબી સાહેબ, તું કહેસો સત્ય, થયું. ખેર એનુંજ નામ માયા, જાળ, કપટ, દંભ, પાખંડ અનાચારનું પરિબળ, એકત્ર બળ, મનની શક્તિઓ વગર થતું નથી અને તે મન શક્તિઓને કેળવ્યા વગર આવતું નથી. એટલે ફેશનરૂપ અત્યાચારે આખી સૃષ્ટિને પોતાના કાબુમાં લઇ દુખરૂપ સિદ્ધિ આપી.

**દીનચારજી**—અરે મહારાજ, ઝાંઝીબારમાં વરસાદ ન થાય,

તે વરસે ત્યાં એવી ચાલ હતી કે શહેરનાં શહેર એક અમુક દિવસે તમામ વસ્તી, ખાલી કરી દરિયાકિનારે બાળ બચ્ચાં સહિત જતાં, મા બચ્ચાંને બે દિવસનું હોય. કે એક કલાકનું હોય, છતાં આખો દિવસ દૂધ પાતી નહીં, અને તમામ લોક અપવાસ કરી રહેતા અને પ્રભુનું ભજન કરતાં તેમાં તેઓનો દૃઢ સંકલ્પ એજ હતો કે પ્રભુ વરસાદને મોકલી, એ પ્રાર્થનાને પરિણામે સાંઝ સુધીમાં વરસાદ આગળ અને લોકો પાછળ ગાતાં બજાવતાં ગામમાં આવતાં એવા જોશથી વરસાદ આવતો, એ એકત્ર આંતરિક બળનું પરિણામ, જેને આફ્રિકન જંગલી, બેવકૂફો, સમજનારનું કેટલું સમજવું ? આજપણ, દેશમાં વરસાદ થતો નથી. ત્યારે રાજા મહારાજા શાહુકારો તરફથી મ્હોટા યજ્ઞો કરાવવામાં આવે છે; બ્રાહ્મણોને મીઠા વગેરેની પરહેજ રખાવવામાં આવે છે. એનું ગુપ્ત રહસ્ય, એ બ્રાહ્મણો કે યજમાનો બિચારા સમજતા નથી પણ શ્રદ્ધા, એટલે કે આફ્રિકન જંગલીની માફક પણ વિશ્વાસુ, બ્રાહ્મણો ભોળા કાચસરખા સફેત કાચ સરખા મનના બ્રાહ્મણોના તમામનાં અંતઃકરણો વરસાદ આવવાનાં સંપૂર્ણ સંકલ્પવાળાં હોય તો વરસાદ આવે છે; દેવી, ચંડી, હનુમાનના મંત્રો સાધવા વગેરેમાં પણ સંકલ્પ તેની

મૂર્તિને સામી ખડી દેછે, એ આત્માના અંતરનાં વિશુદ્ધ અણુઓનું કાર્ય છે, અને તેમ થાય છે. તેને ચમત્કાર કહે છે, આ વિષયમાં સત્યામૃત, નામના ગ્રંથમાં સારી રીતથી લખેલું છે, પણ આ સ્થળે તો, મહારાજ એટલુંજ કહેવું જોઇએ કે. એકત્ર બળ, સંકલ્પથીજ સિદ્ધ થાય છે. આ ચાલતી લડાઇના વખતે પણ ઇંગ્લાંડથી તમામ લોકોએ એકજ વખતે ઇશ્વર પ્રાર્થના કરવી; એવું ફરમાન આવ્યું હતું એ શું સૂચવે છે? માટે જ્યાં લગણ દરેક બાબતમાં ઐક્ય; દૃઢ સંકલ્પ થાય નહીં ત્યાં સુધી આ બોઇલરનું સારૂં થઇ શકેજ નહીં. તેમજ કોઇપણ દેશ, રાજ્ય, કે વ્યાપારાદિનું સાદું સૂત્ર "સિદ્ધિચારૂ" એટલે પવિત્રતા, એજ સુખજ "સિદ્ધિ" એટલે સુખદર્શક માર્ગ છે.

**પાદરી**-મહાત્મા; જીસસક્રાઇસ્ટ યોગ્યાભ્યાસથી ચમત્કાર બતાવતા, મહમદ સાહેબે. ચાળીશ દિવસ સુધી યોગ સાધ્યો, ગુરૂ નાનક સાહેબ ગુજરાન વાલામાં યોગ સાધતા, ગૌત્તમબુદ્ધ, શંકરાચાર્ય, આદી પણ યોગ્યાભ્યાસી હતા, એમ જેણે જેણે યોગ સાધ્યો છે અને તેમાં પરિપૂર્ણતાને પામ્યા છે, તેણે વગર હથિઆરે વગર હિંસાએ, માત્ર દૃષ્ટિ માત્રથી જીવોનો ઉદ્ધાર કરી, પોતે અમરત્વ પામ્યા છે. એવા જે જોગની જોગવાઈ એક મનુ-

ધ્યની આજ્ઞા, ઓર્ડરમાં રહેવું, એ થાય નહીં ત્યાં સુધી કલ્યાણની વાત બહુ દૂર છે, એમ સમજવું જોઇએ; બકવાદ કરવાથી લડવાથી, નિંદા કરવાથી, આત્માના અણુઓનો પાવર કમી થાય છે, ચૂપરહો, ધ્યાન ધરો, અને કર્તવ્ય કરો ? આત્મિક શક્તિઓ વધારો; ઉન્નત્તિનો, કોઇપણ વ્યક્તિ, દેશ, પ્રજા, કે રાજાને માટે એ સોનેરી કાયદો છે. અને એ કાયદાનો મૂળ પોઇન્ટ "સિદ્વિચાર" એ ખીલો છે.

**દુખીઓનો સંઘ**—મહારાજ આ દુખિયાંને બચાવો, દીનાનાથ આપ મહાત્મા છો, પ્રભુ ? અમે ક્યાં જઇએ ? શું કરીએ ? પ્રભુ અમે કેવાં પાપ કર્યા હશે ? પ્રભુ અમારાપર દયા લાવો, દીનાનાથ, હવે અમે મરીજઇશું. પ્રભુ ! અન્ન ધન્નનાં ફાંકાં, મોઢું રાતું ચોળ કરી બહાર ફરીએ છીએ, પણ અંદરની દશા ! મહારાજ હોળી બળે છે, નિશ્વાસથી ઉંની બાફ (હાય)નું પરિણામ, દુષ્કાળ, મરકી લડાઇ છે. હવે સળગી જઇએ છીએ.

દોહરા.

તુલસી ગરીબ ન છેડીએ, બુરી ગરીબકી હાય;
મુવે ઢારકે ચામસેં, લોહા ભસ્મ હો જાય.
તે પ્રત્યક્ષ દેખાઇ રહેલું છે. પ્રભુ ?

**સર્વે સાધુઓ**—પવિત્ર રહી "સત્યામૃત્ત" વાંચો, વિચારો,

અને તે પ્રમાણે વર્તો, તમારૂં કલ્યાણ થશે, મત્તભેદ-મૂકો, અને એક સત્પુરૂષના, પરમાત્માનાજ સેવક બનો, ચાલો, ભજન કરો; ઐક્યતા ઐક્યતા, અને ઐક્યતા, સંઘબળ વધારો.

ઝિંઝોટી.

નિરંતર નામ, નિરંજન સ્મરીએ;
ઉસીસેં ભવજલ પાર ઉતરીએ. નિરંતર.
ગૉડ, ખુદા, ઇશ, ઔર અહુરમજદ;
શંકર, મહંમદ, ઉચરીએ;
નામ પ્રમાન સબે એકમાનો, (૨)
તબ, કાહેકો અપનેસેં ડરિયે. નિરંતર.
નીતિ બિબેક, પરમાર્થ અહિંસા,
(સે) સબકા ભલા સબે કરીએ,
યે સબ શાસ્ત્રોમેં, સાફ લીખા હય;
(તબ) અપને બચનસેં ક્યું ફિરિયે. નિરંતર.

( સર્વે ચાલ્યા જાય છે )

---

## પ્રવેશ ૫ મો.

કલી. ગઝલ કવ્વાલી.

અજબ યે રંગ ફેશનકા, ગજબ, તેં અયશ કીનાહય,
નમૂછેં હો શિખા સારી, ગલે નેકટાઇ કી, પ્યારી;

ચરનમેં બૂટ સ્ટોકિંગ કો, ચિરૂટ કો ધુપ ચીના હય. ૧
ગઇ ધોતી જનેઉભી, રહી પટલૂન, પટેસૂણી;
સમારે કેશ નારીસા, ઘડી બોટલ કમીના હય. ૨
બિચારે બોરકો તોડા, બટન વા સ્ટેડ પર દોડા;
આગેં શિર બાલ ઘોડેસા, બેશક વોહી, નગીના હય. ૩
લગાએ આંખપેં પથ્થર, પકર કર સ્ટીક ચલન તું કર;
જલાને બોકસ મેચીસકા, સ્પ્રિંગોંમેં સબ પ્રવિના હય. ૪
તનીકો તોડ બકસુવાકો, તનાહય તંગ કમ્મરકો;
પગરીયાં પ્રેમસેં ફેંકે, અભી તક કેપ જમી નાંહિ. ૫
જંજીર હોતા બડાભારી, લગે તસ્મા કો કૈમારી;
બિમારી પચર તૂટેકી, પટી કબુ દેખ લગીનાં હે. ૬
સ્વદેશી છોડકે કાલા, બને પાઉડર સેં ઉજાલા;
દતુન કો બ્રશ મિટા સાબુન, લીની મીસ્સી, મલીનાં હે. ૭
દીયા સબ છોર આભૂષન, નહિ જહાં રૂતુ યૂરોપ્યન;
મગર બેટે યૂરોપ્યનકે, દીખાવટ મેં સુમ કીનાંહય. ૮
સ્વભાષા માત્રકો ત્યાગે, યવન લેંગ્વેંજમેં આગે;
બદન તન પાન મેં જાગે, નાજુક લેડી સા સીનાહય. ૯
અપન પ્યારી ગુલોં જયસી, ગુલોંકાં ધુપમેં વયસી;
ફિરાતે વો કુમાતી હય, બિમારીસેં સો હીનાં હય. ૧૦
બિચારોમેં, આચારોમેં, પ્રચારોંમેં લાચારોંમેં;
નહીં ઇાંકા, નહીં વ્હાંકા, બના ડાગ ધોબી ચિનાહય. ૧૧

જડોંનેં જડકો ધારનકી, અપન જડ આપ ઉખારન દી;
ઉધારન કી ઊંધી બાતોં, કીની જીસ્કી ન સીમા હય. ૧૨
બિગારી દેહ દૂરસ્તી, બુઢાપે વોન કી મસ્તી;
જુઠી સિક્ષા કિની સસ્તી, તેરે પદ નાથ દીનાં હય. ૧૩
કયા રંગ— ગોરીઆં પૂજન ચલી (એ રાહ.)
અગર કોઈ મૂંજેં બતાદો આબાદ હય;
નહીં લેને જાનેકા કો શાયદ હય; શાયદ હય; શાયદ હય. અગર.
બચ્ચેં બાલો, કાહે ખ્યાલોં, બુલબુલ પ્યાદે, પ્યાલો પ્યાલો;
ઓરત કહેતી, બહેની કહેતી, માંબી કહેતી, ઢંગ સબ સબે નિરાલો.
જંતર, મંતર, અંતર, બદ તર, સરવિસ, દરવિશ દેશીનો વિષ;
ગોટ, લોટ, ખુરશી, ચેઅર, મેઅર, મધર, સધર, અધર;
બાતોંમેં, જાતોમેં, ભાતોંમેં, લ્યાતોમેં;
દેખો! તરહસેં, બરબાદ હય. અગર.
કયા, સફાઇ, સારી દુનિયાંકી હવાઈ, આજ મેંને સબસેં ચલાઈ;
ઇન્સાઆલા, હમારા બોલ બાલા.

હાય લાચાર, બદમાશ, સંસકરતી આનું સત્યાનાશ જાય; મારી પાછળની પાછળ ધીમે ધીમે ગાડે ઘૂંસની માફક, આગલનાં શાસ્ત્રો મેં બંધ કર્યાં હતાં; તેના ફકરાઓ, રહસ્યો, સમજાવવા લાગ્યા છે. ધુળ પડજો તેના નામ પર, કમનસીબો ને ભીખારી બનાવ્યા, કોઈ પણ જગાએ ઓફીસમાં, વેપારમાં, હુન્નરમાં, કારખાનામાં, ધંધામાં, તેનું નામજ નહીં, એટલે

ભાવ કોણ પૂછે ? પણ મારી પાછળ એ નાની ઘૂંસ પોતાના ઝીણા દાંતો લઈ પડી છે, મારાં મંડળો તૂટવા માંડયાં છે, સનાતનીઓ, સમાજીઓ, મુસલમાનો, પારસીઓ, બધા એક થવા માંડયા છે, બ્રિટિશો, અમેરિકનો, શયતાન પારસીઓ, તમામ ખાવું પીવું યુરોપ્યનનું રાખ્યું, પોશાક પણ મારોજ રાખ્યો, પણ બડા સોદા, પક્કા, હિંદુઓનું જરા પણ દિલ ન દુખાવ્યું, બ્રાહ્મણો પણ એમનાં બચ્ચાંઓમાં, હિંદુ કુટુંબમાં ફરતા હોય તેમ ફરે છે. અરે થીઓસોફીસ્ટ એટલે વેદાંની પણ પારસીઓ થયા, સરકારમાં પણ મોટા હોદ્દા એમણે મેળવ્યા, હિંદના દાદા સુધી તે જાત કહેવાણી, હતુ બામણીઆઓ તમારૂં સંસ્કૃત તેમાં ઘુસાડયું, અમેરીકા વાલાએ મારૂં નખોદ વાળ્યું, નીચ અમેરિકને તો અવધી કરી ઍલોપથી નીદવાઓજ કાડવાનો ધરખમ પાયો રચ્યો, હે પ્રભુ હવે શું કરવું બાપ; દવાઓ જાય, ડરેરો જાય, અને દાનધરમ સાચાં થાય, તો તો આપણી જડ ઝટ ઉખડી જાય ? પણ ફિકર નહીં, ઓલ્યા દખણીએ, અને બંગાલીએ તો ( નામ નહીં લઉં બટનથી બાર વાગે છે બાપ ) નખોદ વાળ્યું, જ્યાં ત્યાં મને ફેરવી નાંખવા, આ ફેશનની ડફાંસને તોડવા જીવતોડ મહેનત કરી, પણ બંદાના બેડા પાર. તેનાજ શિષ્યો, તેનેજ ગુરૂ માનતા, તેનીજ વાહવા બોલતા, આપણા યાર છે ત્યાં લગણ બેડા પાર છે, થીઓસોફિસ્ટો તો હજુ ગોદ્ધપીસ્ટમાંજ છે, ત્યાં સુધી આપણા લીષ્ટમાં છે.

વિદુષક—નફ્ટ, નિર્લજ, તને હજારો હજાર ધિક્કાર છે.

સાખી.

" કુમકુમ કપાળે ચાંડલો છે. હિંદનો ગંગાધરો,
છે વાણીઆ પણ પ્રાણ મારો તે, દેવ ઇંદ્ર, પત્તિ ખરો;
વેદાંતિ છે; માતા અમારી, અરૂણ દૈવત આપશે;
આ વાડી, આ વાડી, અમારી, દેહ દેશે સ્થાપશે.

નિર્લજ શું બકે છે? તારાં કૃત્યો તું સમજે છે કે છુપાં છે, પણ યાદ રાખજે. હું તારા પડછાયાની માફક તારી પાછળજ ફરૂં છું, તું તારાં છુપાં જાનવરો મારી પાછળ ફેરવ, લુણહરામી, શિકારી કુતરા, મારા તેજ, મારૂં ભક્ષ તારા મુખમાં આપવા, ભૂમી હરામી થાય, બબે આંગળીઓ (આંગળીઓ લાંબી કરી બતાવે છે.) કહી તારા દાદાઓ, વડીલોની, હિત કરનારાઓની, મશ્કરી કરે પણ–હું તો મારા રામનો.

કલ્યાણ (તર્જ.)

ઘટ ઘટમેં તુંહીં, પટપટ મેંહીં તુંહીં,
ખટ નખટ મેંહીં, રામ રામ;
ઘનશ્યામ, ધામ, નિશકામ, તુંહીં,
ફિર આઠો જામ, વિશરામ; તુંહીં.
અટપટી ગોલાંટી, અદભૂત આંટી,
ભ્રમકીટ ભાંતિ, રામ રામ તુંહીં.

અણુંઅણુંમાં રમ્યા રહ્યા છીએ, સુર અને અસુરોનાં યુદ્ધ, સુધારા કુધારાનાં યુદ્ધ, ધર્મ અધર્મનાં યુદ્ધ, એમ દ્વંદ યુદ્ધ થયાજ કરે છે, પણ મતિ નષ્ટ! નાશ કોનો થયો છે? તેમ તારો પણ હવે અંત આવેલો છે.

યાતો દે રાજ મહિ મંડળ,
યાતો દે હાથમેં, એક કમંડળ;
યા દે તુરંગ ચડનેકો,
યા દે કુરંગ છાલ કટકો.
કહત કબી તાનસેન, સુનશાહ અક્કબર,
સબસેં બુરો એક અધબીચ લટકનોં.

બેવકુફ? તને શ્રેષ્ઠ ગણી તારીજ તમામ રીતભાત રાખી તેનુંજ આ પરિણામ મહા દુષ્ટ ફેશન તેને ઉત્તમ ગણવામાં કેટલી ભૂલ, શી દુર્દશા? અત્યારે તું અધર લટકતો થયો છે, "નહીં ત્રનમાં નહીં તેરમાં, નહી. છપ્પનના મેળમાં," એવી તારી દશા થએલી છે, હમેશાં; બાળ, યુવાની, અને વૃદ્ધાવસ્થા એમ અવસ્થા કુદરત નિર્મિતજ છે. તેમ તેં તારૂં પ્રબળ ખુબ વધાર્યું, પણ ચોક્કસ સમજજે, સૂર્ય બપોરના બાર વાગ્યા પછીથી ક્ષીણજ થાય છે; અને અંતે આથમે છે, તેમ હવે તને પણ રોગ લાગુ પડયો છે; સર્વ દિશામાંથી તારૂં નખોદ નીકળે છે, મોઢું પેટ છાતી તારી તુટી ગઇ છે, ફક્ત તારા ટાંટીઆ તડફડાવ, નીચ, અધમાચરણી, આ મારૂં

ભવિષ્ય કુદરતી ભવિષ્ય છે, અભિમાન, અભિમાન કયાં લગણ.

**યદદા ચરતિ શ્રેષ્ઠ સ્તતે દેવતરો જનઃ**
**સયન્પ્રમાણ કુરૂતે લોકસ્તદનું વર્તતે.**

અમારી ત્રણે દિશા અને મધ્ય જાગ્યું છે, પેટના મળો કાડી નાખ્યા છે, અને બહુજ સાદા ખોરાકની, નીતી, રીતી, વિવેકથી વર્તશું, વર્તાવશું, અને એજ ચિત્ર પાડશું, અમોને પણ તારા તિરસ્કારેલાઓ એજ શિક્ષણ આપ્યું છે; માત્ર અમારાં પૂર્વનાં એવાં પાપ હશે કે જેથી અમે છતી દેખતી આંખે પણ આંધળા થઇ દેખતા દુખે પણ તે મુજબ વર્તતા નથી, એટલી વર્ણશંકરતા છે, એટલેજ સામા જવાબો સવાલો કરીએ છીએ, પણ તે સઘળું શાંત થઇ જશે, મારા ભાઇઓને, હું લડીશ, વઢીશ તો પણ મારા છે, અરે શઠ, નીચ, દુરાચારી, વગર મૂછના, ષંઢ, માથામાં સેંથા આડા પાડી શણગારેલા પાવેઆ, હીચકારા, તું પણ મારો છે; પણ મારા તરીકે ઓળખાતો નથી, એટલે મારો અરે ? આખી પૃથ્વીનો મારો થયો છે, પિશાચ, વિચિત્ર વેશધારી, કુદરતથી વિરૂદ્ધ વર્તન કરનાર, ઈશ્વર વાકયનો અનાદર કરનાર, અભિમાન, તારૂં અભિમાન, શરમ, શરમ, શરમ.

અભીમાનસે તીન ક્ષય, નામ ધર્મ ઔર બંશ;
તુલસી નૃપત્તિ તીન ગયે, કૌરવ, રાવણ, કંશ.

તારી એ દશા પ્રત્યક્ષ કરી રહ્યો છું, સમજુને ઈશારો

બસ છે, ગધેડાંને ગમે તેટલું મારીએ, તો પણ ભૂંકશે, છતાં ચાલશે નહીં, ગદ્ધા, વૃથા પૃથ્વીનો ભાર ઉપાડી જન્મ ધર્તા જણુતી ને લજવી, કાળું કર કાળું; જા તારૂં સર્વત્ર અહિતજ થશે; જો હું શુદ્ધ સંકલ્પથી શુદ્ધ બ્રહ્મચર્યથી કહેતો હોઇશ તો; ચાલ પ્રભુ આ પાપીનાં દર્શન પણ નકામાં છે.

મૂર્ખ શિષ્યો પદેશેન દુષ્ટ સ્રિ ભરણે નચ,
સસ્પેંચ ગૃહે વાસો મૃત્યુ રેવ ન શંશય.

ચાલ, નારાયણ, નારાયણ, નારાયણ, (વિદુષક જાય છે.)

કુર્લી—મૌન્યમ્ સર્વાર્થ સાધયેત્ કેમ? આપણે કાંઇ બોલ્યા? કેવા શાંત ઉભા હતા; નખોદ જાય સંસ કિરિતનું જ્યાં ત્યાં એ મારૂં નખોદ વાળે છે. વૃજભાષાએ, રામાયણ બનાવી, મારૂં કાશળ કાઢયું; પ્રભુની કૃપાથી રામાયણનો પ્રચાર (તુલસીકૃત રામાયણનો પ્રચાર) એ પોતીયાદાસોમાં નથી, અને કયાંક ખુણે ખોચરે હોય તો વાંચનાર આપણા ષડ ઇતિ બ્રાહ્મણો ધમાઃ કાંઇ અડચણ નથી. એતો આપણાજ લાભમાં, પણ હવે શું કરવું? ઝડપી વિજળીની માફક જ્યાં ત્યાં એજ ભણકારા મારા નાશનાજ થાય છે. હો (દાંત કચકચાવી જોરથી લાત મારતો) બસ બસ ઢેમ, રાસ્કલ ઓહ માઇ લોર્ડ, માઈ ગૉડ, કેમ મુંઝાઉં છું? શું કરવું? કયો રસ્તો લઉં? ટર્કી, રૂષિઆ, બ્રિટિશ, અમેરિકા

વગેરેમાં મારા દૂતો મોકલ્યા, મારીજ ફેશનેબલ ચીજોથી ફેશનમાં સમસ્ત પૃથ્વીને સબડાવી, પણ હિંદમાં હોમરૂલ વગેરે પ્રજા બંધારણ એકય થયું, અને બ્રિટિશ સલ્તનતનાં તમામ અંગો એક રસ થઇ ગયાં, તો, આખી પૃથ્વીમાં જે મારી ભેદિક શક્તિ, તેનો નાશ થશે, માટે ત્યાંજ ચાલ હાં હાં. કોંગ્રેસ, હોમરૂલ, વગેરેમાં ફાટફુટ પાડું કેમ ? બસ મારૂં સત્યાનાશ, વાજાં એ બન્યાં છે. પણ દરકાર નથી, ચાલ ચાલ. મારાં ફેશનનાં વાજાં તેને ચારે બાજુથી ઘેરી બેઠાં છે. ત્યાં લગણ કશી દરકાર નથી. જે દીવસે એમણે એ મૂક્યાં ત્યારે આપણું સત્યાનાશ, ચાલ, ચાલ. આજ તેમની કમીટી છે, જોવા તો જઉં ? ત્યાં પણ મારા પૂજકો તો મોકલ્યા છે, હાય ! કશી દરકાર નથી. ( જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

સર્વ હિતૈષીઓના, અગ્રેસરો; સત્ પુરૂષો, સમાજીઓ વગેરે.

**સદ્ગુણલાલ**—આપણે આજે એકત્ર મળેલા છીએ, તેનું કારણ હું નથી ધારતો કે તમારા સમજવામાં ન હોય ? આજે લગભગ ત્રીશ વરસ થયાં આપણા દેશની અવસ્થાનું દર્શન આપણા રાજારૂપ પિતાને આપણામાંના અને

વિદેશી ભાતોએ દેખાડવા જે મહેનત કરેલી છે તેવોજ પોકાર પોચાડવો અને તેથી આપણો કયે રસ્તે ઉદ્ધાર થાય. એનું વિવેચન કરવાનું છે, દર વરસે આવી એ વખત સભા હિન્દુસ્તાનમાં ભરવામાં આવે છે. એટલે એ સભા. "દેશ હિતકારિણી સભા" આજે એમ સમજવું જોઇએ કે એ હિસાબે સાઠ વરસ થયા કામ કરી રહી છે. પ્રજા વર્ગ, આનંદથી ભાગ લેઈ પોતાના પૉકેટમાંથી યથાશક્તિ પૈસા નદીની રેલના જોશની માફક ઉદારતાથી હોંસથી ઉછાળતો રહ્યો છે. અરજી પુરજા કરી આપણા-માંના મોટા મોટાઓને વિદેશે અરજીઓ મોકલી કામ કરીએ છીએ, પરિણામમાં દેશ જાગ્રત કરવા શિવાય અધિકારીઓની ઈતરાજી અને ઇર્ષા શિવાય કાંઇ પણ ફળ પ્રાપ્ત કર્યું નથી, એમ ઘણા લોકોનો પોકાર છે, આ સભાનું નામ હિંદિ નેશનલ કોંગ્રેસ રાખવામાં આવેલું છે. દાણાના કોઠાર પર ચકલાં આવી એકઠાં થઈ દાણો ચરી ફુ થઇ જાય છે, ક્યારે ? જરાક ભય-સૂચક ચિન્હ થતાંજ, એઓમાં, એક મૂઠીમાંજ રહી શકે એવા પ્રાણીમાં પણ એટલી શક્તિ છે કે ચરીનેજ પેટ ભરીનેજ જાયછે. કંઇને કંઇ દાણા ઉપાડીજ જાયછે. ત્યારે આપણે હાથાળા પગાળા મોટી આંખો વાળા મગજ-વાળા ભેગા થઇએ. અને ફુ થઇ જઇએ. તે શિવાય કશું

કર્ત્તવ્ય કરી શક્યા નથી, એમ ઘણાકો કહેશે, અને આપણે પણ ન્યાય રીતે એમ કહીશું તો શરમાવા સરખું નથી, આપણી ભૂલ આપણા ભાઈઓ પાસે કહેશું તો તેઓ આપણી ભૂલ બતાવશે, તે મુજબ વર્તીશું, તે પહેલાં મારે એટલું કહેવાની જરૂર છે કે આપણે ઘણું કર્યું છે, ચકલાંઓ, પક્ષીઓ, દાણા ખાઈ ચોરની માફક નાશી છુટે છે, ત્યારે આપણે આપણા જ્ઞાનના દાણાનાં બીજ ખુલ્લા હાથે વહેવરાવ્યાં છે. તેનું પરિણામ; કાયદાસરની લડતનું નામ આપવામાં આવેલું છે, તે માટે આપણું આજ ભેગું થવાનું નિમિત્ત છે. કાયદો દરેક માણસ સમજી શકે છે. કાયદાનો અર્થ કોઈને પણ દુખ થવું ન જોઈએ, રેગ્યુલરતા; પવિત્રતા, એજ હોવું જોઈએ; અને તે ન સમજી શકનાર, મનુષ્ય હોય, એમ કહી શકાયજ નહીં. ચકલાં, પશુ, પક્ષીઓ, પણ પોતાનાં બચ્ચાં જાળવવા માળા ગુફાઓ વગેરે શોધી કે બનાવી રાખે છે; કારણ તેમાં સહી સલામત રહી શકાય; પોતાનો ખોરાક બરાબર મેળવી શકે, છુટથી હવા પાણી લઈ શકે? છુટથી હરિફરી શકે, એવું વર્તન, તેનું નામ કાયદો. તેમ પ્રાણી માત્રને તેમાં જરા પણ અડચણ થાય. એનું નામ કાયદા વિરૂદ્ધ. એવું આપણને કંઈ પણ થાય. ત્યારે આપણે આપણા

રાજા રૂપ બાપ પાસે જવું જોઇએ, આપણા માટે દુખ સહન કરનારને ચાંદમાનની લાણીઓ આપવી જોઇએ; અને આપણા તરફથી મોટા ગણાતા તે ચાર જણને બાપા પાસે મોકલવા જોઇએ, તો આપણો બાપ કદી પણ આપણને તિરસ્કારી કાડશેજ નહીં, જરૂર આપણને રાજી રાખશે, માટે જેમ બને તેમ, સારા સારા માણસોની યોગ્ય માણસોની ફરજ છે કે આપણું તાબડતોબ, સારી સરખી રકમ, એકઠી કરવી જોઇએ, અને હવે આપણે ઘણા દિવસ ઊંઘ લેવી નહીં જોઇએ. ( તાળીઓ ).

ઉદ્ધતસિંહ—જે ઘડી જાય છે; એ વરસ સમાન જાય છે, માટે તુરતજ ઉઠવું જોઇએ, ( તાળીઓ ) વચમાં બોલવાની ક્ષમા માગુંછું.

બાનુઓ અને મહાશયો, જેન્ટલમેનો, દેશમાં એટલાં બધાં ફંડો જોશથી ચાલવાં જોઇએ કે; આપણને અને વિલાયત જનારાઓને નાણાંની અડચણ છે; એવું કદિ પણ જણાય નહીં, સહુથી દરેક કામમાં પૈસાની જરૂર મોટી છે, એ વિના કશું પણ કામ થશેજ નહીં, માટે મારૂં આ થોડું પણ અર્થ સહિતનું બોલવું બંધ કરી પધારેલ ગૃહસ્થોની ક્ષમા માગુંછું.

ભટાકસિંહ—મહાશયો, પ્રીય સગુણલાલજીએ, જે લેકચર

આપ્યું તે એટલું બધું ઉત્તમ છે કે, મારૂં અંતઃકરણ મારા સ્વદેશ માટે ઉભરાઈ જઈ હર્ષાશ્રુઓ આવી જાય છે. અને આગળ એકપણ શબ્દ બોલી શકતો નથી, આપણી આવી ગંજાવર સભાથી આપણા રાજાને એકદમ ભીતી થશે અને અધિકારીઓનાં હાંજાં ગગડી જશે અને આપણાં નામો અમર રહેશે, અને સરકાર બાપ, આપણને જરૂર લાણા લાણીઓ બક્ષશે, હું આ કામ કરવાને મોટો ઈંત્તેજારછું ઇશ્વર દેશની સેવા કરવાનો સમય આપે એજ ધન્ય જીંદગીને ગણુંછું, મી. ગોખલે ગયા; મેતા. ફિરોજશા ગયા, તેઓની ઘણા બેવકૂફોએ મશકરી, કરી કરવાદો, થૂંકો એના મોંપર, પણ આપણે આપણું કર્તવ્ય ચાલુ રાખવાના, આપણને તો આપણનું કર્તવ્યજ ચાલુ રાખવાનું છે. સરકાર એટલે આપણો રાજા, એ બાપ. અધિકારીઓ એટલે આપણા બાપના નોકર, તે આપણા નોકર કાં નહીં ? આપણી ભૂમી, આપણાં ખેતરો આપણાં જંગલ તેની પેદાશોથી પગાર ખાઈ પેટ ભરનારા આપણા નોકર કાં નહીં ? આપણું રક્ષણ કરવું આપણને શાંતી આપવી, આનંદ આપવો, એ તેનું કામ ? તે ન બજાવેતો બડા નિમક હરામ; આ શબ્દો મારા બાપના છે, ઇશ્વરના છે, કારણ પરોપકારતો કરવો સહેલ છે, બાઈને પણ કાર્ય-

ન કરતાતો, મહા નીચ, અધમ છે, એવા કોઇ પણ આપણને તિરસ્કારે, તો એણે આપણા બાપનુંજ અપમાન કર્યું કહેવાય, માટે આપણે હવે તુરતજ ચેતવું જોઇએ, એટલું કહી હું મારી જગા લઉં છું.

એડીટરા ચાર્ય—મી. ભટાકસિંહના ભાષણની છટા, અને સદ્‌ગુણલાલના અપ્રતિમ લાવણ્યમય વાક્ય ચાતુર્યથી કોનું મન મોહિત થશે નહીં? રૂશિઆમાં જનસમાજ બગડયો; ત્યારે ઈંગ્લંડપર જબ્બરદસ્ત, આપત્તિ આવી પડી, કે જે, તેની મદદ હતી, તે સ્થળે તેને સંભાળવાની ઘોંસરી આવી પડી. ખુદ ઈંગ્લંડમાં પણ, સમાધાનપાર્ટી અને લડાઈ જોશમાંથી ચલાવવાના પક્ષો અવારનવાર થોડે ઘણે અંશે લડવાનું સંભળાય છે, આ બધું શાથી થયું? પ્રજાના ઐક્યમત્તવિના, અણુઓ છુટાં થવાથી, આખું ભુમંડળ, શાથી સળગી ઉઠયું? છિન્નભિન્ન તત્વના ભાવે, આપણે જો આપણા રાજા તરફ વફાદારી બતાવવી હોય, પુત્ર તે સુપુત્ર તરીકેની ફરજ બજાવવી હોય, તો આ સમય છે, કે આપણાં દુઃખો, આપણી અડચણો તેનો તુરતજ નિકાલ કરાવી લેવો, કે જેથી આપણાં મન શાંત થાય, ત્યારબાદ પૂર્ણ સંતોષાવાથી, આનંદમાં આવી, સ્હાયતા આપવા તત્પર થાઓ, કે જેથી સમસ્ત પૃથ્વીમાં, શાંતી પ્રસરાતાં આ-

પણી અ કલંકિત. ક્રિર્તિ હમેશની માફક કાળગણુનામાં પ્રકાશતી અચળ રહે—( તાળીઓ )

**ભોળાભાઇ**—સેલ્ફ ઓસ્પિટાલમાં વિલાયતથી વીશ નર્સો આવી, તે આસ્પિટલમાં મેં રૂા. ૨૦૦૦) આપ્યા, એવાં ઘણુંક કામો કરી મેં મારાં નામો બહાર પાડયાં છે, અને મારા નામથી કોલેજો, સ્કૂલો, બોર્ડિંગો, ઓસ્પિટાલો, ચાલુ કરી દીધાં છે. અને તેમાં તમામ વિદેશી મોટા પગાર ખાનારાજ રાખ્યા છે. અને તે પણુ અધિકારીઓની સલાહથીજ એમ કરવામાં આવેલું છે. એટલે તેઓ પણુ આ, મારા કામમાં જરૂર મદદ આપરોજ એમાં શો શક છે? મને કિતાબ પણ, તેમણે અપાવ્યો છે.

**સર્વે**—ઠરાવ સર્વાનુમતે પસાર.

**સર્વહિત**—( દિવાનો ) સબૂર, હું એક બ્રાહ્મણુંછું, મારા એક વડીલોએ તમોને જે કુદરતમાં તમો વસો છો, તે તમામનું જ્ઞાન આપેલું છે, મારા ભાઇઓએ કેટલાંક શાસ્ત્રો તો વંશપરંપરાએ ગોખી ગોખી મુખપાઠ કરેલા છે, કે જે કોઇ પણુ કાળે નાશ થઇ શકે નહીં, આજે પણુ મારા ભાઇઓ, વ્યાપારીમાં નામું માંડી, તેનો હિસાબ, ઘરખર્ચાદી રાખે છે. અરે અધમદશા કબૂલ કરી, પણુ રસોઈ કરી તમારા માંનાને જમાડે છે, પાણી પાય છે, અને ગાયન, નાટક આદી દરેક રીતે, આ-

નંદ આપી. ઉપકાર કરતા રહ્યા છે, વગર ભણેલાઓ પણ ભિખારીઓ શિવાયના નિરૂદમી નથી, અને સાધારણ યજમાન વૃત્તિ કરનારાઓએ પણ શ્રદ્ધાને ટકાવી રાખી છે. એવા અમારા વડીલોના, અને અમારા ઉપકારોના હું નથી ધારતો કે એક પણ રૂણી ન હોય? અને ગુણનો બદલો ભૂલનાર, વર્ણશંકર, નિમકહરામ, નીચમાં નીચ, અજ્ઞાની હોવો જોઇએ, આ સભા જ્ઞાન સભા છે, એટલે મારી ગમે તેવી દશામાં પણ, મારૂં માન જાળવી, મારા યોગ્ય જણાતા શબ્દોનો અમલ તમારે કરવોજ જોઇએ, એમ હું તમોને આજ્ઞા કરૂંછું બ્રાહ્મણ, મારા ભાઈ ક્ષત્રિઓ, મારા શિષ્યો, અને વણિકો, શુદ્રો વિગેરે મારા સંબંધીઓ, આપર લક્ષ આપો લક્ષ આપો.

### કવિત.

બ્રાહ્મણ, પેઠી પતાળ છલ્યો, અરૂ બ્રાહ્મણ સાઠ, સહસ્ત્રકોં માર્યો;
બ્રાહ્મણ લાત, હની હરિકે તન, બ્રાહ્મણને યદુ કુલ સંહાર્યો.
બ્રાહ્મણ સોષી સમુદ્ર લીયો, અરૂ બ્રાહ્મણ ક્ષત્રિન કો દલ માર્યો;
બ્રાહ્મણ સેં કોઇ બેર કરો નહીં, બ્રાહ્મણ સેં પરમેશ્વર હાર્યો.

એજ બ્રાહ્મણોએ, લોહાણાને સ્હાયતા કરી હતી, એજ બ્રાહ્મણોએ કણબીઓને સ્હાયતા કરી હતી, એજ બ્રાહ્મણો. જગતગુરૂ પદ ધારણ કરી રહ્યા છે. તેનું આ એક ઋણ

છે, તેનું સાંભળો, જરા સાંભળો, સંસ્કૃત ભાષાને સુવાડી દીધી, પ્રાકૃત ભાષાના ગ્રંથોને, પણ તિલાંજલી આપી, ગુજરાતી, પણ ગુજરાતમાં ભણેલા, બોલે નહીં બધી વર્ણશંકર વાત, અને સાધારણ ગામડીઆ, અ-જ્ઞાન, સિંધી ભાષામાં તો માત્ર ગુરૂમુખી મહા માયાઓ જાણે છે. બાકી જ્ઞાનની વાતની તો ઘાતજ થઇ ગ-એલી છે, ભણેલો જ્ઞાની સુધરેલો ફેશનેબલ, કલીન ગણાય ? ત્યાંજ મોટાઈ, મહત્વતા, રહી, કોઇ વકીલ બન્યા સૃષ્ટિ વિરૂદ્ધ આચરણમાં, પાકા પણ મોટા ભા સાહેબ, મિડવાઇફો થઈ, ઉપરીને સંતોષ્યા, એટલે બેડા પાર, એમ જ્યાં ત્યાં છુટા છેડા, પુનર્લગ્ન, જ્ઞાતિ વિરૂદ્ધ લગ્ન, એ બધું શું બતાવે છે ? બ્રાહ્મણોને વિદ્યાદાન આપી, સુધારવાની શક્તિની સદ્બુદ્ધિ મળે નહીં, પણ તેની નિંદા કરવામાં વર્ણશંકરાઇમાં પહેલ્લે દરજ્જે ભાગ ભોગવે, આ બધું જ્યાં લગણ સુધરે નહીં, ત્યાં લગણ કશું સુધારી શકવાના નથી. બ્રાહ્મણોને હાથમાં લો, વિદ્વાનોને હાથમાં લો, તેનું પૂજન કરો, તે ઘરઘર જગાવશે, તમે દેશ સુધારાની વાતો કરો છો. દેશ દેશ, દેશ કહો છો, પણ આ સભામાંના કેટલાકોએ પોતાના ડ્રેસમાં (પોશાકમાં) ઉભા રહી, કેટલાકોએ પોતાની માતૃ ભાષામાં બોલી, કેટલાકોએ દેશી રૂઢીનો

સાત્વિક, સાદો, સીધો ને સહેલોસટ્ટ, અને ટુંકોટચ્ચ; ઉપાય શોધ્યો છે? એમ કહી શકશો? મારા ક્રોધપર નજર ન કરતા, મારો ક્રોધ પણ તમારા હિતમાટેજ છે, ચાંદ, એફ. આઇનો દેશ હિતેષિને આપવો! શા માટે બીજા અક્ષર જોઇએ? શા માટે બીજો (પોશાક) ડ્રેસ જોઇએ? શામાટે બીજી ભાષામાં તમારાં કામોનાં મથાળાં, હોમરૂલ, લીગ, નેશનલ, કોંગ્રેસ, વગેરે શામાટે જોઇએ? અહીં કોણ તમારા સામ્બે ઇગ્લીશ વાતો કરનાર છે? અહીં કયા અંગ્રેજ મંડળમાં રહી તમો તમારી વિદ્વતા બતાવવા આવ્યા છો? લાખો નહીં પણ કરોડો પૈસા શા માટે બરબાદ કરો છો, વિદેશે જશો સ્ટીમરનાં ભાડાંથી વિદેશીઓનાં ગજવાં ભરશો, ત્યાં હોટેલોને નાણું આપશો, અરે હાય? હાય! હરિ! હરિ! હરિ! આ તમારી બુદ્ધિ? આ તમારી શક્તિ? આ સ્વદેશીઓ? કયા બંગાલીઓ વિલાયત ગયા હતા, કયા વાણીઆએ વિલાયત જઈ પોકાર કર્યો હતો, મહારો વ્હાલો જયરાજ પિતા શ્રીકૃષ્ણરૂપ પોતે ઇંદ્રપ્રસ્થ પધારી, ભાગલા કાડી નાંખ્યાં, તમારામાં છે શક્તિ? કઈ શક્તિ? લડવાની? ના, કદી પણ નહીં આપણો સંસ્કૃત, શાસ્ત્રોનો, કુરાનોનો, બાઈબલનો અહિંસાજ મુખ્ય ધર્મ છે, એમાંજ વિજય છે. તે કરતાં આવડે

છે! યાદ રાખો મેદાનમાં છો, સત્યના મેદાનમાં ઉભા-
રહો, તમે સત્ય બની જાઓ, જુઓ શું પરિણામ આવે
છે. તમારા દેશને પ્રથમ. પકડેલા ફેશનને બહાર કાડો
ફેશનરાજ કલીરાજ, અનાચાર રાજના, અધમા ચરણનું
દાસત્વ છોડો, તમે જાતે પોતે, પોતાને ઓળખો, આમાં
બેઠેલા તમામને હું મારા દેશી પોશાકમાં સજ થએલા
જોઇશ, ત્યારે તુરતજ તમારો ઉદ્ધાર બતાવીશ.

કુલી—( એકબાજુ છુપાઇને ) નખોદ વાળશે આ દીવાનો, પેર
શું થાય છે જોઉંછું.
અથ ચેન્વમિમં ધર્મ્યં સંગ્રામ ન કરિષ્યસિ;
તત: સ્વધર્મ કિર્તિંચ, હિત્વા પાપ મવાપ્સ્સસી.

મારામારીનું યુદ્ધસ્થાન નથી, ધર્મયુદ્ધ લડો, અધિ-
કારીઓ દેવના દ્વારપાલ સરખા છે, શા માટે કચવાવવા જો-
ઇએ? તમે લડવા જાઓ છો, પણ તમારો યુનિફોર્મ કયાં?
કયા દેશમાં યુનિફોર્મ વગર લડાય છે? તમે કયું યુદ્ધ કરવા
માંગો છો? શસ્ત્રથી કે સાત્વિકવૃત્તિથી! આર્યાવર્ત હમેશાં સા-
ત્વિક છે. સર્વ જગ્તને સાત્વિકતાનું શિક્ષણ આપે છે. સર્વ
ધર્મો સાત્વિક બુદ્ધિથી જય કહે છે, તેજ સાત્વિક વૃત્તિનાં
તમે શાં હથિઆર ધારણ કર્યાં છે? ટેબલપર હાથ મારવા?
મોટા ઘાંટા પાડવા તેથી શુરત્વ દેખાડાતું નથી, પ્રતાપની ઝું-
પડી, શિવાજીનું વનમાં રખડવું, ગુરૂરામનાં પર્ણાશન. હજરત

મહંમદનું ધ્યાન, રામચંદ્રજીનો વનવાસ, શંકરસ્વામીની પવિત્રતા, બુદ્ધનો રાજ્યત્યાગ, જૈનાચાર્યોની તપશ્ચર્યા, ગુરૂ નાનકનો યોગાભ્યાસ, જીસસક્રાઈસ્ટનું હિમાલયમાં ગુરૂ પાસે ચિત્તવૃત્તિ નિરોધનું એકાંત રહેઠાણુ, વગેરેનું વ્રત જ્યાંલગણુ ધારણુ થાય નહીં, ત્યાં લગણુ તમારો જય નથી, નથી, અને નથી, તમે, તમારો દેશ, તે પછી તમારા સંસર્ગીઓ સુધરશે એટલે દેશ અને જગ્ત સુધરશે. ઘરઆલી બેસો, કામ અને જુઠા ક્રૂર ઉદ્યોગો છોડો, મિથ્યા બકવાદે બહાર નીકળવું બંધ કરો, માત્ર એક ઇશ્વરનુંજ સ્મરણુ શુદ્ધ બુદ્ધિથી બે ચાર દિવસ, આઠ પંદર દિવસ, અપવાસો, એક ટાણુાથી કરી જુઓ જોઈએ? સાચા હિન્દુઓ, મુસલમાનો, યુરોપ્યનો, આદી સર્વ પ્રજા હરેક રીતે પવિત્ર બનો જંગબારના આફ્રિકનની માફક, આર્યાવર્ત્તના હુવનની માફક, દેવ પ્રસન્ન થાય છે કે કેમ? તમોને દુઃખ આપનારા, તમોને અડચણુ જણાતી વિપત્તિઓ, તમારાથી વગર પૈસે વગર દ્વેષે, વગર લડયે, વગર મુસાફરી કર્યે, વગર ખર્ચ કર્યે, વગર દેશના પૈસા ઓકાવ્યે, નાશ પામશે. અને ત્યારેજ તમારી સિદ્ધિ થશે, આ એક મહામંત્રનો ઉપદેશ લ્યો જુઓતો ખરા! શું પરિણામ આવે છે? પણુ આધ્યાત્મિક બળજ કયાં છે? માતાઓ, ભગનીઓ, બાળકોનાં દુખ સર્વાંશે નાશ કરવાનો સહેલો સીધો અને, સ્પીરીચ્યુલીઝમ, હીપ્ટોનીઝમ, મેસ્મેરીઝમ, યોગ, યોગ, અને યોગનો સિદ્ધાંત્ત દૃઢ સંકલ્પ,

શુદ્ધ આંતર, શુદ્ધ પોશાક, શુદ્ધ આચરણથી કરો, શા માટે ફળિભુત નહીં થાય? તમારામાં શ્રદ્ધા ક્યાં છે? નૃસિંહ, મીરાં, ની વાર કરનાર કોણ હતું? શ્રી કૃષ્ણનાં વચનો શું છે? રૂઓછો શું? વખત શા માટે ખુઓ છો, એમ કરો, અને ફળ ન મળે તો. ઈશ્વરજ નથી એમ કહેવાશે. એ શું ઈશ્વર સહન કરશે કે? આપણી માંગણીઓ દાબી દેવાનું આપણો રાજા જયરાજ કદી પણ પગલાં ભરશે નહીં, કર્ઝનનો દાખલો જુઓ? પારટીસન કર્યું, પરિણામ શું આવ્યું? બાપાને આંહીં આવવુંજ પડયું, અને તોડવુંજ પડયું, એ વખતે બંગાળી પ્રજાએ શું કર્યું હતું? નહીં કે ખૂનામરકી, અત્યાચારોથી ડરી, રાજાએ એમ કર્યું હતું, પણ બચ્ચાંની દાઝ ગણી હતી, યાદ રાખો, કોઇપણ તમારામાંથી ત્યાં જશે, પરિણામ શૂન્યજ આવશે. કારણ અત્યારે ત્યાંના મામલામાં, અથાગ ઉપાધિઓમાં, આવું એક આવરણ તેમનેજ ક્રોધરૂપ જણાશે, તમોને દુખ આપનાર, તમારાપર બોજો નાખનાર નેજ સમજાવવા છે. તે પણ તમારા ભાઇઓ છે. ઇલાજ અજમાવો, જૂઓ શું પરિણામ આવે છે. તદ્દન શાંતી નો સત્યાગ્રહ, અને સારી અને ટુંકી વાત, પછી પણ તમારી મરજી, નારાયણ, નારાયણ, નારાયણ. (ચાલ્યો જાય છે. આ૦ શિર્વાદ કલ્યાણ મસ્તુ. સર્વ જગ્તની પ્રજા દરેક રીતે એકત્ર બનો, પવિત્ર બનો.

સર્વે—હવે આપણે બીજી કમીટી કરી આ વિષયપર વિવે-

ચન ચલાવશું, મહારાજ દીવાનો નહીં, પણ ખરો દેશ દાઝજ્ઞ છે.આપણે જાતે સુધરવું એ તેમનું કહેવું અક્ષરસઃ સત્ય છે, " ચારૂથીજ સિદ્ધિ છે." ( તાળીઓ ગડગડાટ. ) સભાવિસર્જન.

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ રસ્તો. પાછળથી અરણ્ય મેદાન.

કોઈ હાલ કહો જાકે—એ રાહ.

( વૃક્ષ બ્રાહ્મણરૂપે )

આ શી દશા થઈ મારી, કરો કાંઈ પ્રભુ ચારી....આશી.
સ્થળ સ્થળમાં હું એકલવાયો, નહીં જળને ખેંચી શકતો;
તેથી વાદળ નહિં વરસાવે, દુકાળ તેથી ટકતો;
બગડે વાયુ દુખકારી ઇ. ઈ મરકી માણસ દેમારી—આશી.
પશુહિંસાથી, ખાતર અટક્યું, ભૂખ નમારી ભાગી;
જમીનનો રસ કસ તેથી ખૂટયો, બન્યા અમેજ અભાગી;
( ફળપણ ) જયમ બગડેલી નારી,
(તેમ સહુ શરિરો) જીવિત ગ્યાં હારી, ઇ.ઈ.ઇ.આ શી દશા થઇ.
મહમદ સાહેબે દાતણ બહુદિન, ચલાવવાને કહાવ્યું,
બીજાઓએ કર્યું એમ છે, એક કાપ્યું ત્યાં બે વવરાવ્યું;
જુઓ કાંઇકતો ધારી, હવે તો અવધિ આવારી, ઈ.ઈ. આશી.

## શાર્દૂલ વિક્રિડિત છંદ. (સાખીમાં ગવાય છે.)

જ્યાં સુંદર બગિચા હતા, ઉપવનો, વૃંદો રૂષીનાં હતાં;
ત્યાં મેદાન, પહાડ, શુષ્ક સરિતા, નિર જન્ય રેતી થકાં;
ચરતી કામદુધા, હરિણુ મૃગલાં, વાઘાંબરો દીપતાં,
તપતા તાપસ ત્યાં અરે, અણુ નહીં વાયુ વહે ધીકતા,

રેલ્વેની સડકો, નદીઓના પૂલો, મોટી ઈમારતોની મુનસફીઓ, કાગળનાં કારખાનાંઓ, ખુરશીની ખુશામતો, તમે મારૂં સત્યાનાશ વાળ્યું; દ્રવ્ય લોભે જમીન ખેડાવી નાંખી, ગૌચરો પણ કાઢી નાંખ્યાં; પણ યાદ રાખજો, વિલાયતમાં એક દેશમાં એક જંગલ કપાવી નાંખવાથી પાછળથી નુકસાનીની ખબર પડી, ત્યાર બાદ ફરી તેજ જંગલ, સુધરાવી નાંખ્યું, મહાબળેશ્વરપર જે વરસાદ થતો હતો; તે થોડો થવા લાગ્યો છે, એ તમામ મારા નાશના પરિણામે છે. આખરમાં આખર પેશ્વાઈ સરકાર સુધી મારૂં રક્ષણ થતું આવ્યું છે. મારાં અંગને નુકસાન કરનારને સજા થતી હતી, પણ અત્યારે તો ખુદ હિંદુઓ; મહોમેડનો, વગેરે. ધર્મોનાં ફરમાનોને અળગાં મૂકી મારૂં કાપે છે, અરે! મને જડથી ઉખેડી નાખે છે, તેમાં તેમનુંજ કપાય છે, એક લાખ રૂપીઆ ખરચી સુંદર મકાન બનાવે; તેમાં વસ્તીથી ;ચિક્કાર માણસોની વસ્તી રહે; તેનો વાયુ બગડે, તેથી મરકી થાય; એ સહન કરે છે. પણ એટલાંજ પૈસાનો બગીચો, વાડી, વગેરે સ્થળે સ્થળ કરી તેની અંદર

રહેવાથી શો લાભ થાય છે, તે આખું જગત જુએ છે, મરકી થતાં લોકો બગીચામાં નાસે છે, મારે શરણે આવે છે, પણ ગુણચોર, મારી દશાપર લક્ષ આપતા નથી. મોટાં શહેરોમાં મોટા માળામાંથી, માળાનાં ભાડાંથી કમાણી ખાવાના લાલચુ વ્યાપારીઓ અને અંદર રહેનારાં માણસો, એમ નથી સમજતાં, કે અમારી આજુ બાજુ એક પણ ઝાડ નથી; ત્યાં અમે કેમ રહી શકીશું ? અમે જગતનું ઢાંકણુ છીએ, તમારા શરિરપરની ચામડી છીએ; તેનો નાશ થવાથી હે મનુષ્ય તારો નાશ થાય છે. થયો છે. અને થશે. હે પ્રભુ હવે તો સદ્‌બુદ્ધિ આપ, અને મારી ઉન્નતિનું, તેઓના લક્ષમાં ઉતાર, ચાલ કરેલાં કર્મોનાં ફળ ભોગવવા દો, ખાખરાના પાનની, વડના પાનની, પતરાવળી, અને દડીઆઓમાં, અને કેળોનાં પાતરામાં, ખોરાક ખાવાનું, પવિત્ર માનતા, તે આજ પીતળનાં, કાંસાનાં, કલઈ આપેલાં વાસણોમાં ભોજન કરવા માંડયા; તુંબડાંનાં માટીનાં વાસણોમાં પીવાનું સ્વચ્છ નિરોગી જળ મૂકી, ત્રાંબા, પીતળની ચકચકિત હેલોમાં પાણી પીવાનું અને રસોઈ કરવાનું મન મોહ્યું, ત્રાંબામાં મોરથુથુ એ ઝેર છે, પીતળમાં પણ જસત ત્રાંબાનું સંમેલન છે, એવીજ કલઈ નિષેધ છે, તેમાં રાત્ર દીવસ પાણી રહેવાથી તેનાં તત્વોનું ઝેર આજ પ્રજા; નિશદિન પીએ છે. માટીનાં વાસણોમાં એક વખત પીધેલું કે ખાધેલું, વાસણ ફેંકી દેવાની એટલા માટેજ આજ્ઞા કરેલી છે કે, એમાં

ગ્રહણ કરવાની તાત્કાળિક શક્તિ છે; વિજળી બનાવવા કાચ, અને રેશમનું ઘર્ષણ કરવામાં આવે છેઃ એજ કાચ માટીમંથી બનેલો છે, તેજ માટીના પ્યાલા કે રકે-બીમાં, ખાણું ખાના-રની કારબોન હવા; રોગનો ચેપ, ગ્રહણ કરવાની મજબુત શક્તિ ધરાવેછે, અને તેનો બીજો માણસ ઉપયોગ કરે તો તેનો ચેપ લાગયા વગર રહેતો નથી, અને એજ ચેપી રોગથી, અટકવા, કોરનટાઇન, (સ્થાન બદલવું) વગેરે નિયમો ઘડ્યા, અને સૂતકને વહેમ ગણવા માંડયાં ? પણ યાદ રાખો ? કુદરત છોડવાનીજ નથી, ગામો ગામ, ઘરોઘર, એ ચેપથી નાશ પામ્યાં ? રખડતાં થઇ ગયાં, જ્યાં હમેશાં ઝેરજ પીવાય છે; ઝેરનાં વાસણોમાંજ, શાક, દાળ, ખીચડી; કડીઓ, વગેરે ખાવાના અને પીવાના પદાર્થોનો ઉપયોગ થાય છે, એના તરફ આજ કાલનો સુધારો, સુધરેલા ડોકટરો, કે સુધરેલી મ્યુનિસિપાલીટી, કોણ લક્ષ આપે છે ? સુંદર કુવાનું જળ મૂકી નળના જસત-માંથી ઘસાઈ આવતું, અનેક ગટરો અને જાજરૂ નીચેથી આવતા નળોના સંબંધવાળું, અને અનેક અસંસ્કારી પુરૂષોના સ્પર્ષવાળું, જળ, પીવામાં સ્વચ્છ મનાય છે; એ જરૂર સુધારવા, સુરા ખારનું કે એવાં તત્વોનું મિશ્રણ એ પાણીમાં નાંખવામાં આવે છે, જેથી પુરૂષો નામર્દ બને છે, અને સ્ત્રિઓ કુલી જાય છે. ખરાબ તત્વોથી, વિકારો વધી, ખુજલી, પ્રદર વગેરે દરદોથી, ગર્ભાશયો, વિર્યાશ્રવોનાં સ્થાન બગડી પ્રજા દરેક રીતે

નિર્માલ્ય બને છે. આ ઝળહળ તે સુધારે, કોનાપર ધાર મૂકી છે ? તરવારની ધારતો એકદમ કાપી મોક્ષ આપે છે, પણ આવી ઝીણી ધાર રીબાવી રીબાવી મારી નાંખે છે. અને દોષ રાજયાધિકારીઓ પર નંખાય છે; કુંભારનો ગુસ્સો ગધેડીના કાન પકડે છે, આ દશા આ દેશની ? લાકડાની ચાખડી પહેરવાથી અંગુઠાની નસો દબાય છે, તેથી વિર્યશ્રાવ થતો નથી, માટેજ બ્રહ્મચારીઓ પહેરે છે, અરે ! પગના તળામાં બૂટ પગરખાં મોજાં આખો દિવસ પહેરી રાખવાથી પગમાં ગરમીનું જોશ વધવાથી, એ ગરમી મગજમાં ચડે છે. તેના પરિણામે કપાળમાં પાણાનાં ચશ્માં રાખવા બાળકોથીજ પ્રથા ચાલી છે, દેશી જુના, સવાશેર તેલ જોડાને, પીવરાવતા, તેલ વગરના જોડા અપવિત્ર ગણાતા; તેને આજ કોઈ ગણકારતું નથી, પગમાં તેલ, માથામાં લાંબા કેશો રાખી તેમાં તેલ, ભર્યું રહેવાથી મગજ અને આંખ થડાં રહેતાં, ચશ્માની જરૂર રહેતી નહી, વીર્ય બગડતું નહી, તેની જગાએ, મારો તમામ આશ્રય મૂકી દીધો. આ મારી દશા ? કે સુધરેલાની દશા ? હું શું જોઉં છું ? હે પ્રભુ હવે તો આંખ ઉઘાડો ?

**ક્ષયરાજ**—( ખાંસી ખાતા ખાતા હાંફતા આવે છે. )

ધત્ તારૂં નખોદ જાય ? મારા સામે આ ખડબડાટ કેવો ? હું આખો દિવસ કે રાત્ર મનુષ્યને, મારી ખોંખોંથી સુવા દેતો નથી, કે જેથી ઘરમાં ચોરની બીતી

રહે. ડાકટરા અને વૈદોનું અવાર નવાર આવવું; એ મારા ચાકી પહેરા છે. એટલે હું વગર રાજાએ રાજા છું. ચિંતા ભય, વ્યાકુળતા, અવ્યવસ્થા, દ્રવ્યહાની કરાવી સળગતી સગડીના અંગાર એવા પ્રસરાવું છું. કે, ડાકટરા અને વૈદો હવા ફેર કરવા જંગલામાં મૂકે છે, પણ ગામમાં બગીચા અને ઘરામાં વાડીઓ જળાશયા રાખતા નથી, ઘેર દાદરાપર કુંડાં રખાવું છું. જાળીઓપર નિરૂપયોગી વેલીઓ રખાવું છું. તે માત્ર તેમને બેવકુફ બનાવવા માટેજ, કુદરતની શી જરૂર છે. તે માટેજ પણ આપણું એથી બરાબર કામ સધાય છે, મારા કાપા, ઇમારતા બંધાવા; અને ઇન્જીનામાં ઝાડાનાં ઝાડા ભસ્મીભૂત કરા, તા હું સદાના એવાઓના સેવક હાજરજ છું, વગર બાલાવે હાજર છું.

દુષ્કાળસિંહ—હું તમાને મદદગાર છું, ઝાડા વિશેષ હોય ત્યાં નીચ વરસાદ રેલમછેલ, કરી મારૂં સત્યાનાશ કાડે છે, પણ રણમાં, રેતીનાં, મેદાનામાં કે સમુદ્રમાં તે વરસાદ બહુજ થોડે અંશે વરસે છે. તીડા પણ એવાંજ મેદાનાનું જન્મ સ્થાન છે, એટલે એ આપણાં સ્હાયતા રૂપજ છે; ભૂખમરાથી મરતાં પ્રાણીને, મનુષ્યાનાં, હાડકાંઓ પણ આ દેશના લોક પોતાના દેશમાં રહેવા દેતા નથી, તેથી કરોડા રૂપીઆનું નુકશાન દેશને

થવાથી, જમીન રસકસ વગરની થાય, અને વનસ્પત્તિ તેથી વિશાળપણું ધારણ કરી શકે નહીં, એટલે વધારે પાણી ખેંચી શકે નહીં, એટલે આપણા રામને મોજની મોજ કેમ? હું તમારો મદદગાર ખરો કે નહીં? કેમ કેવો સુધારો! આનું નામ ફેશન. કલિરાજા.

**દરિદ્રતાદેવી**—હું પણ તમોને ઓછી મદદગાર નથી, માંસાહારથી, દારૂથી, સડેલાં, વાસી અનાજે, મારાં બાળકોને ખવરાવું છું; પીવરાવું છું. સોડા વોટર તો જરૂર પાઉં છું, કારણ તેમાં સોડા એટલે પાપડીઓ ખાર અને ગંધકનો તેજાબ નાંખું છું, તેથી માંસ પણ ગળી જાય; તેતો હું ખુશીથી પાઉં છું. સોડાથી લૂગડાં વગેરે ધોવાય છે; તેમ હું આખા શરિરને ધોઈ નાંખું છું. કેમ! હોટેલોમાં જમવાની એવી હેબીટ મારા કુમળાં બચ્ચાંને પાડી છે, કે મારે રસોઈનીજ પંચાત ઓછી છે. અને ખાટલા તો મારા ઘરમાં દિવશ રાત્ર ઢાળ્યાજ પડયા રહે છે, ઘરજ મારી ઓસ્પિટલ બનાવી છે, મારા પત્તિને ઘરમાં પગ મૂકતાંજ, પૈસાની પીડામાં એવી નાંખું છું, કે ઘરમાં આવતાંજ પગ મૂકતાંજ ડરે છે, એટલે ઘણું ખરૂં ઘરમાંજ થોડું આવે છે, હું પણ આખો દિવસ મિટિંગોમાંજ આવાજ કામે ફરૂં છું, એટલે જુઓ, મારૂં શરિર, ગુલાબનું પુલ

તડકામાં ફરવાથી કરમાઇ જાય, તેમ હું પણ કેવી કરમાઈ પ્રદર રોગવાળી; કેવાં પીળાં, ફિકાં બાળકો ઉપજાવું છું, અને એ ઉપજેલાં બાળકો પણ મારા આચાર વિચારથી મારાજ સંસ્કારનાં બને છે, એટલે જેમ જોશો તેમ આ આપની મહાન શક્તિ કોઇ પણ રીતે તમને ઓછી મદદગાર નથી. લાચારીજ માત્ર એટલીજ છે, કે મારી ઉમ્મર બહુ થોડી છે, અને મારાં બચ્ચાંઓ પણ ઝાઝું જીવતાં નથી, એટલે અમો લાંબી આયુષ્યવાળાને મદદ કરી શકતાં નથી. ક્ષયરાજ પણ ત્રણ વરસમાંજ પોતાનું કામ પતાવી દે છે. પણ ત્યાં હું નવાં તૈયાર ભક્ષ ઉપજાવી રાખું છું. લાત મારો વૃક્ષને એના સામુંજ જોશો માં.

---

## પ્રવેશ ૮ મો.

સર્વહિત—રસ્તામાં રાજાની સ્તુતિ કરે છે, ખેદ કરે છે. ત્યાં શક્તિના મંદિરમાં પુજન થવાની, ઘંટડીના નાદથી ત્યાં જવું ત્યાં શક્તિનું દર્શન શક્તિઓનો સમાજ મંડળ રૂપે દેખાવું ભાષણ. પછી અલોપ થવું.

આશા.

રાજા એ મારૂં રૂપ, (૨) શ્રી કૃષ્ણ પ્રભુએ કહ્યું છે. ગીતામાં રાજા એ મારૂં રૂપ.

આ અવનીમાં અવતરતો હું,
શિક્ષણ માટે ભૂપ ભૂપ. રાજા.
અધમ અનાચારી અપ કૃત્યી,
તેનો છું ગુરૂ રૂપ રૂપ. રાજા.
એક પવિત્રતા નીતીને મૂકે,
તેમને છું યમરૂપ સ્વરૂપ. રાજા.
રૈયત બાળક સમ બુધ રાખે;
દુષ્ટોને હું ભવ કૂપ કૂપ. રાજા.
એક વચન સુખ કારણ સાચું,
આપ બને જે અનુપ અનુપ. રાજા.

વાહ શ્રી કૃષ્ણ તારાં વચનો.

"યદાયદાહી ધર્મસ્ય ગ્લાનિર્ભવત્તિ ભારત.
અભ્યુત્થાન મ ધર્મસ્ય, તદાત્માનમ્ સૃજામ્યહમ્"

હે ધારણ કરવાવાળા અવતારતું હવે શા કારણે છુપાઇ છે. અરે આ પૃથ્વીની દશા શું તારાથી અજાણી છે. હરિ હરિ હરિ. ક્યાં ગઈ દેશની શક્તિઓ ? ક્યાં ગયા ચામુંડ-રાય ? તમારી ચામુંડા દેવી ? અંબે, આરાસુરી, વિંધ્યવાસિની, અરે બાળી, બૈચર માત.

( નેપથ્યમાં ) ( ચંડમુંડ ચપટીમાં ચોળીઆરે,
આજ દૈત્યોને રણમાં રોળીઆ;
લોંચે પડયા પડયા કરેરે હોંકારા,

ખપ્પરમાં ઘાલી તેં ખોળીઆરે;
આજ દૈત્યુંને રણમાં રોળીઆ. )

આ શું ? આહીંજ શક્તિનું મંદિર જણાય છે. ભુદેવો તેમનીજ આરાધના કરતા જણાય છે. અરે વિપ્રો તમારી અદ્‌ભુત કૃત્તિ, રહસ્ય, ભેદ, તેનો પામર જન શી રીતે પાર પામી શકે ? દરેક વખતે દેશોદ્ધાર આત્મોદ્ધાર, માટે ગુપ્ત ભેદે પણ નિશાન તાકતાજ રહ્યા છો. તમે શા માટે બ્રહ્મ નહીં, કેમ ઇશ્વરનાં મુખ નહીં, ઇશત્વ, સત્તાના બતાવનાર તમે સાચાજ બ્રહ્મ છો. કળી ભોંયે પડયો પડયો, હોંકારા કરે છે, ખરૂં છે. નીચ પોતાની નીચતામાં બહાદુરીજ માને છે. મીયાંકી ટંગડી ઊંચીકી ઊંચી, પણ જ્ઞાનના ખપ્પરમાં નાંખી તને તાવી તાવી શોધી શોધી નાશ કરવા વિદ્યાદેવી સાક્ષાત છે, ચાલ જીવ દર્શન કરી પાવન થઉં.

## માલિની છંદ.

માયા કુંડળિની ક્રિયા મધુમતી, કાલી કળા માલિનિ;
માતંગી વિજયા જયા, ભગવતી દેવી શિવા શામ્ભવી;
શક્તિ શંકર વલ્લભા, ત્રિનયના વાક વાદની ભૈરવી.
ૐકારિ ત્રિપુરઃપુરા પરમહી માતા કુમારી ત્રશી.

હે શક્તિ ? કુડળિની કુંડાળા, વર્તુલમાં સર્વને સમાવનાર, હે મા ! સર્વને પ્રીય તારાં નામોના ગુણોનું હું શું વર્ણન કરૂં ? ચૈતન્યમાં તું અમારી મા, આ સૃષ્ટિની ઉત્પન્ન

કરવા વાળી સાક્ષાત છો; વનસ્પત્તિમાં તુલસી માલતી વેલીરૂપે બિરાજી અમારૂં જીવન તે શક્તિનું પોષણુ કરી રહી છો; તારી માયા હે માયા સ્ત્રિ રૂપે અમારૂં અર્ધુ શરિર બની અમારૂં ભાન મોહથી ભુલાવી તારી માયામાં ભમાવી, રમાડી, રોવરાવી, કે આનંદ કરી, કે સંહારી નાંખનાર તુંજ છે, જડ પદાર્થો જેને ગણુવામાં આવે છે, તેમાં ગંગા, યમુનાં, સરસ્વતિ, વગેરે નદીઓ રૂપે તું પ્રકાશી રહી છે. સ્ટીમ, ઇલેકટ્રીક, એમાં પણુ તારીજ શક્તિ, ગુપ્ત રીતે ભરી રહી છે, શક્તિ વિના સર્વ નકામુંજ છે. ત્રિપદા તારૂં નામ, ત્રણુ પદવાળી ત્રિકોણુ વિના કોઈ પણુ વસ્તુનું માપ લેવાતું નથી, એ ત્રણુ પદમાંજ સમસ્ત પૃથ્વી સમાએલી છે, તેજ તારા ગુણો, સતો, રજો, તમો ગુણ, ત્રણે જુદાં જુદાં કામો કરી રહ્યાં છે. વખતો વખત સંહારનાં અને દેવતાઓનાં કાર્યો કર્યાના દાખલા શાસ્ત્રો-પર ચીતરાઇ રહેલા છે. મિસરની મિલિતાદેવી યુરોપની એથેની નામની દેવી, મહોમેડનમાં બીબી હવાં તરીકે તું ક્યાં પ્રકાશિત નથી. એવી ચામુંડા, ભગવતી, અંબે ! આ કળિકાળના પ્રબળ પ્રભાવમાં તારાં બાળકો તરફ જો. માતાનો પ્યાર માતા જીએ લાડ લડાવવાની, હે દયાળુ માતા હવે ઢીલ કરવામાં અમે કચડાઈ જઇશું. હે મા, મા, મા, તું સ્હાય તો કર, (અંત-રિક્ષમાંથી દેવીઓનું આવવું.)

શક્તિ—કલ્યાણ અસ્તુ ! મારાં વ્હાલાં બાળકો ! તમારા

અનન્ય ભાવથી હું તમોને સાક્ષાત દર્શન આપું છું. પણ તમારા ઘરમાં, વનમાં, આકાશમાં, પૃથ્વીપર મારો હમેશાં વાસ છે; છતાં તમો મને અજ્ઞાનના આવરણમાં જોઇ શકતા નથી. તમારી ગૃહણી ! તમારી મા ? એ કોણ છે ? પણ તમારી ચાવની, અસંસ્કારી, મલિન બુદ્ધિથી, તમે પોતે પોતાનેજ ભૂલી ગયા છો. તમોને તમારાં કપડાંનું પણ ભાન નથી, તો તમે મને શી રીતે જોઇ શકશો ? તો તારે હે ! બ્રાહ્મણ પુત્ર, મારી લીલા, મારૂં કર્તવ્ય જોવું હોય; તો આ મારા સાથેની જે શક્તિઓ, જુદા જુદા સ્વરૂપે દર્શન આપશે. અને તે અસુરોનો કેવી રીતથી સંહાર કરે છે, તે તું જોજે અને જગતને બતાવજે. હું પણ શુદ્ધ શક્તિ સદ્ગુણી સ્ત્રિના રૂપે આવીશ. ચૂડેલ, ભૂતડી, પિશાચિની વગેરે. કોઇ ગંદી ગુલાબ થશું. છુડેલ છબીલી થશું અને અત્યાચારી, અસુરોનું નિકંદન કરશું, જા, જા, પુત્ર, તું જો, અમારો ચમત્કાર. ( સર્વે અદ્રશ્ય થાય છે. )

---

## પ્રવેશ ૯ મો.

લોફરલાલ ગંદી ગુલાબ, છુડેલ છબીલી બદબુ બુલબુલી વગેરે. ગાયન કરે છે. પાણીનો આરો નજીકમાંજ નાનું ગામ ઘંટીનો ઘમઘમાટ પાણીઆરીઓનું અરસપરસ વાતચિત્ત કરવું.

છાણુ વાશીદું કરતી, ગામડાની સ્ત્રિઓ, ઘરડાઓનું ઘાસ ઉપાડવું, મેલવું. ડોસીમાનો છાસ વલોવવાનો છમકો, શરિર મજબૂતાઇ, સુઘડાઇ, એક બાજુ ગંદી ગુલાબ, છકેલી બુલબુલ લોફરલાલ વગેરેનું ફેશનેબલ ડ્રેશમાં ( પોશાકમાં ) આવવું.

વાહ મારી રંગીલી બાપડી એ તર્જ.

લોફરલાલ—વાહ મારી ગંદી ગુલાબડી,
(૨) તેલ ગ્યાસલેટ નાખ તોય,—
ભલે, શાબાસ કહું હું વાંસો થાબડી. વાહ.
વાહ તારો લટકો ને વાહ તારો ચટકો,
તને જોઇ રાજી થાઉં તારા પગમાં હું મૂકું,—
મારી પાગડી પાગડી, વાહ.
ક્ષુડેલ ચબીલી સડેલ આંબાંનાં છોડીઆં,
કેવાં આપણુ બનેલાં કાગ, કાગડી કાગડી; વાહ.
ગં. ગુ. છ. બુ.—દેખાવે શોભો છો સુધરેલા શ્વાન જેવા,
માથે ખામી એક ઢેડ જેવી છાબડી.
કૂડા કળિના છો ભાઈ,
(૧) જોઈ જરા વૃધ્ધોતે રીઝશે પાઘડી;
પા, ઘડી કે આ, ઘડી આ, ઘડી; વાહ.
સર્વેસાથે—સારા ન થઇશું કદી, વેલાં મરી જઇશું યદી.
નામો નિશાન નહીં રાખશું.
બંદા આ નાગાને તમે બેઉ નાગડી,

વાજી વા, ના ગડી ના ગડી. વાહ.

**સર્વહિત**—(છુપાઇને) સત્ય છે, આ પિશાચણીઓ, શાસ્ત્રમાં હસ્તની, પદમણી, ચિત્રણી, શંખણી, તે, આ અસલ શંખણીઓ, હું આજ નજરો નજર જોઉછું.

મહા માયા. દર્શનાત હરતે ચિત્તમ સ્પર્શનાત્ હરતેબલમ,
સંભોગાત્ હરેવીર્યમ્ નારી પ્રત્યક્ષ રાક્ષસી.
એ રાક્ષસીઓનું દેવી? તેં સારૂં દર્શન કરાવ્યું!

અં. ગુ—આપણને લોકો પિશાચણીઓ કે કુતરીઓ કે ગધેડીઓ કહે છે. એસમજ લોકો કે, આપણે?

છુ. છ—આપણે, કારણકે આપણી પાછળ, કારતકના કુતરાઓની માફક કુતરા, અને ગધેડાઓ, ફર્યા કરે છે. અનેક ભૂંકે છે. અને ભસે છે.

ભ. ભુ—મને તો કેટલાક ભુંડણી કહે છે, મારાં ઝાઝાં ભુંડણાં (છોકરાંઓ તરફ બતાવી.)

આ જોઇલે—સિંહણને સુત એક, કહેલાં પિશાચને હણે,
આ મારાં ભુંડણનાં અનેક, કુરકુરીઆં ભસતાં ફરે;
શું આ જગતમાં માણસોમાં પણ સિંહો હશે?

છુ. છ—નામાંકિત નરો એ સિંહજ છે.

**ડોસો**—અરે આ ભારો ઉતરાવશો કોઇ?

**છુ. છ**—વગેરે (ઉતારવા જાય છે. ત્યાં ભારો પડતાં તમામ ચગદાતાં ચીસા ચીસ કરી મૂકે છે.)

ડોસો—( ભારો ઉપાડીને ) ઓય મારા બાપ, હું એંશી વરસનો ઘરડો ખખ, મારા મોઢામાં એક પણ દાંત નથી, તો પણ આ ભારો ખેતરેથી ઉપાડી લાવુંછું, અને તમે જુવાનીઆં, આમ કચરાઇ મરો છો, અને હાડકાં ભાંગી જાય છે, તમે કીડા અને છાણના જંતુ, કૃમી સરખાંજ, નમાલાં છો બે શરમાંઓ, શરમાતાં નથી? તમારી પ્રજા પણ આવી થાય, તેમાં નવાઈ શું ! ધિક્કાર છે, તમારા જીવતરને તમારામાં ડાપણુજ કયાં છે ? નફટ ! નાદાનો તમારૂં તેલજ પીવાઇ ગયું છે દીઠે રૂડાં–રૂસડાં જેવાં જણાઓ છો, પણ તમારાં કર્મો કડવાં ઝેર સમાન છે–તમારૂં વીર્ય તમામ ખોયું, બળેલ અર્ધા લાકડાના સરખાં કાળાંમેશ, તમારાં ડાચાં, ડાકણીઓ સરખાં, હવે તમારૂં મોઢું બાળો, જાઓ, અકરમી તમારૂં બ્રહ્મચર્ય જે મૂળ પાયો તેને સળગાવી મૂકયું, અરે અલી ! એ ડોસી ! આમ આવ આ બાયલાંઓએ બાળ્યું જીવતર ?

ડોસી—( છાસ વલોવતી આવી ) મરોરે મૂઆં, કોચાં, આટલો ભારો નથી ઉચકાતો ? લ્યો, હું ઉપડાવુંછું, (ભારો ડોસાને માથે મૂકે છે. ) જાયછે. ત્યાં પાણીઆરીઓનું આવવું.

નિર્મળા—કેમ ? બેન સગુણબા ! આપણને વિદ્વાનો દેવીઓ

કહે છે, આપણામાં દૈવત છે માટેજ, એમાંશું સવાલ છે ? અંબા, ભવાની, એ તમામ દેવીઓજ થઇ ગએલીઓ છે, પાવાગઢના રાજાને શ્રાપ આપનાર અંબાજ હતી, એણે સતિત્વથી શ્રાપ આપી, મોહાંધ થએલા રાજાનો નાશ કર્યો, એજ આરાસુરી, જોહાર કરનારી ક્ષત્રાણીઓ, અને બીજી ગાર્ગી, અનુસુયા, સાવિત્રિ, એ, શક્તિઓજ હતી, મનુષ્યોમાં પુરૂષો બ્રહ્મચર્યનું રક્ષણકરે તેઓ વિંધ્યાચળને પણ સમુદ્રમાં તારવી શકે છે, ત્યારે આપણે તેનેજ એટલે તેજ મનુષ્યોને પેદા કરનાર શું ન કરી શકીએ ? દ્રષ્ટિમાત્રથી મોહાંધોને ભાન ભૂલાવવાની આપણી શક્તિ જગજાહેર છે, કે જે કળિના પ્રભાવમાં પિશાચણીઓ, ભૂતડીઓ, જુદા જુદા ફેશને બલ ડ્રેસથી ( પોશાકથી ) કુટિલોને નર્કમાં નાંખી આંયુષ્યો ટુંકાં કરી રહેલી છે. કારણ એવા અધમ નરો ઝાઝું જીવે, તો સંસારનું સત્યાનાશવાળે, એટલે પાકી ઉમરના થવા પહેલાંજ પરલોક પાઠવી દેછે. ત્યારે આપણે આપણા સતિત્વથી એક દ્રષ્ટિમાત્રથી અધર્મિઓને ભસ્મીભૂત કરીએ છીએ; આપણે લાંબી આયુષ્ય ભોગવી, ઊંચી પ્રજા ઉત્પન્ન કરી, પૃથ્વીમાં ઊંચી ઉમ્મર ભોગવાવી, ઉંચાં કામો કરી, ઇતિહાસોનાં પાનાંઓપર જીવતી જાગતી અમરત્વ ભોગવતી કહીએ છીએ. પુરૂ-

પનું બ્રહ્મચર્ય, અને આપણું શીયળ, એ બીજાં તમામ ઉત્તમ શસ્ત્રો કરતાં પણ–ઉત્તમ છે. કરોડો શસ્ત્રોની તાબેદારી ભોગવતાં પણ કટાઇ જતાં નિરૂપયોગી થાય છે. ત્યારે આપણાં શીયળનાં શસ્ત્રો કદીપણ ન કટાય એવાં ડાઘ વગરનાં અત્યુત્તમ છે સતીઅનુસુયાએ ત્રણે દેવને બાળક કરી ખોળામાં રમાડ્યા. એદત્ત અત્રીય, દત્તાત્રય, આજ પણ ગીરનારના શિખરપર, શોભી રહ્યા છે.

વિમળા–આ સામ્બે જુઓ છો કે ? ( આંગળીથી લોફરલાલ વગેરે બતાવીને ) કળિનાં ભૂતડાં ? આપણે શીયળ માટેનું એક ગીત ગાતાં ગાતાં ઘેર જઇએ, ચાલો. તેઓ પણ સાંભળે તો તેઓ પોતાનાં પાપ ધોઈ કાંઇક સુખી થાય.

નિર્મળા–શું કહો છો ? કાળમીંઢ પથ્થર કદી ઘડાશે કે ? ઘડતાંજ ફુટી જશે. વિષ્ઠા દુર્ગંધ મૂકશે કે ? પાણી લાગતાંજ દુર્ગંધ પ્રસરાવશે, કોયલો સાબુથી ધોવાશે કે ? ઉલટી કાળાશજ પ્રથરાવશે, મીણ કદી સખ્ત બનશે કે ? નાના ? એ બધું વૃથ્થા છે. એમને એમાંજ આનંદ માનવામાં, વિશેષ આનંદ છે, અને તે લોકો-પર, ઉપકાર કરે છે ? શિક્ષણ આપે છે, કે અમારી દશા જુઓ તમે વર્તશો તો તમારી એવી દશા થશે. આપણે આપણું કામ કરીએ, આનંદ મેળવીએ, ચાલો.

પ્રથમ હુંજ ઉપાડું છું. (પછી તમામ સાથે ગાય છે.)

**નટવર વસંત થેથે નાચી રહ્યા. એ રાહ.**

સ્ત્રિ શિળ ભુષણ શણગારે, જગ શોભાવી રહી. સ્ત્રિ.
જગ શોભાવી રહી, જગ લોભાવી રહી, સહુ થોભાવી રહી.
સ્ત્રિ શિળ.

મોહક મધૂર મુરલી બની, પ્રથમે પયથી પ્રતિપાળ;
રત્ન ખાણ પ્રકટાવતી, દીપાવતી શુભ બાળ;
સતીઓ, શૂરી, બહાદુરી, બતાવી રહી (૨)
સાચી શક્તિ સહુને, સમજાવી રહી. સ્ત્રિ શિળ.
સદ્ વર્તનથી શોભતી, શરદ પૂર્ણ શશિ જેમ.
પત્તિ પૂજનથી પદમણી, આ જગ પરજગ ક્ષેમ.
કયાં નામો અમર તે સમરતા ફરી. (૨)
કર્યો સાર્થક દેહ જન્મી, તે સિદ્ધિતા ઠરી. સ્ત્રિ શિળ.
(જાય છે.)

સર્વહિત—આવાં રત્નો! અરે આવી દેવીઓ! શું ન કરી શકે? હૃદય ઉભરાઇ જાય છે, વાહ પ્રેમ, પ્રેમ, અને પ્રેમની મૂર્તિ, બચપણમાંજ, હાંહાં હાલરડાં ગાઉં વીરા મારાને; હાંહાં ખરેખર બાળકરૂપ નાગને, મધુર સ્વરથી મોરલીરૂપ, હાલરડા ગાઈ ધાવણથી પ્રથમમાંજ પાળતી આવી છો, બસ મહાદેવી! શક્તિ! હવે મેં પિશાચણી અને શક્તિઓને ઓળખી.

વિદુષક—બરાબર ઓળખી રાખજો હો ! આ દુનિયામાં પિશાચણીઓ, ભુંડણીઓ, શંખણીઓ, અને શંખણાઓને, હવે ઓળખાવવા તો પડશે નહીં નાં ?

સર્વહિત—વાહવા વિદુષક હવે, દેવીએ, આમ નજરોનજર દર્શન આપ્યાં, પછી ઓળખની શી જરૂર.

વિ.—મારાં ભાભીને તમે શું કહેશો ?

સ—દેવીજ; શક્તિ, તે, એની સ્હાયતાથીજ આ મારૂં કાર્ય, પૂર્ણ કરી શકું છું, મારૂં અર્ધું શરિર પવિત્ર ભૂમી, સાક્ષાત દેવીજ છે.

વિ—મારા ઘરમાં પણ દેવો છે. આગેં લાત, પિછે બાત, કેમ ! એ દેવી કે દેવો ! રૂપ તો અમાસની રળિઆમણી રાત; લક્ષણ હવે નહીં કહું, બોલે તેતો લવલવાટ ચાલુજ, ક્રોધનું તો નામજ નહીં, માત્ર બળતી સગડી, રાત્રે ટાઢમાં, સૂઇ રહું રીસાઇને, પણ જરા ટાઢ વાતી નથી.

સ—બેશક, તારૂં જીવતર નકામું છે.

વિ—એવાં નકામાં જીવતરો કરનારીઓ અરધાંગનાઓ નહીં પણ ઞદ્ધાંગનાઓનું મરણ ઘણું દૂર નથી. પોતાના કોપેજ વગર ચિતાએ સળગી રહી છે, તેલ લાકડાની જરૂરજ નથી.

સ—એમ નું જીવન તો ઘણુંજ શરમાળવા સરખું.

વિ—પણ, પણ, નહીં કહું, હેં, ના, નહીં કહું ? કોઈ શરમાશે, પસ્તાશે, બાપ મારા ! ઘરમાં તો ઠીક, પણ લાખોમાં પાંચ દેવીઓ નીકળે, બાકી તો, આ દેશમાં એવી અભણ લાકડાની જાણે દીવીઓ છે કે, છાપરાં તો ઠીક સળગતાંજ રહે છે. પણ મોટા મોટાં ઘરોમાં એવી હોળી બળ્યા કરે છે કે, ફેશને હોળી મચાવી છે. ફેશનની, તે આપે હોળી સાંભળી છે ? એનો સુધરેલામાં છે. હું તો ઠીક સાદો સીધો બ્રાહ્મણ પીર, બબરચી, ભિસ્તિનાં, એવા સુધરેલાનાં વિશેષણોનો સદ્દભાગી છું.

સ—પ્રભુ કૃપાએ મને જે સ્વપ્નું આવેલું, તેનો ચિતાર આબેહુબ દર્શાવ્યો છે, તે જોઇને પણ તારા જેવા, કે તારી સ્ત્રિ જેવીઓ શું નહીં સુધરે ?

વિ.—જોજો હોંકે જો સુધરશે તો તેને હું દેવ કહીશ. અને નહીં સુધરે તેને આપ શું કહેશો ? કલિ, કલિના પુત્ર રાજા, ભૂત; પ્રેત, નરપિશાચ, ભૂતડી કે શંખણી ?

સ—વાહરે વિદુષક વાહ મારે મોઢે શું બોલાવે છે ? તમામ પ્રજાજ કહેશે. ગર્જના થઇ રહેશે, ચાલ ચાલ હજુ ઘણું કામ છે; હજુ તને સુધારાની શાળા બતાવું.

( બન્ને જાય છે. )

---

# પ્રવેશ ૧૦ મો.

## પ્રથમ રસ્તો પછી કોલેજ.

છોકરાઓ, છોકરીઓ, સ્કૂલ માસ્તરો, વગેરે. સુધારાનાં ભાષણો, સર્વ એક થવાની સૂચનાઓ, તકરારો, સ્વતંત્ર વિચારો, સ્વતંત્રતાની તારીફ.

એક છોકરો—ધહૉર્સ એઝ આહુફ. એન્ડ ધફિશ હેઝ આબિલ.

બીજો—ચુપ ચુપ; આપણે હિન્દુ થઇને માછલાં બાછલાંની વાત શી ?

ત્રીજો—હવે બેસ, બેસ, આપણા જ્ઞાતી રિવાજો, અને આભડછેટે તો, દેશનું સત્યાનાશ વાળ્યું, ધોઈ ધોઇને આખું ઘર ધોઇ નાંખ્યું. જમતાં ધુઓ પગ, ઘરમાં આવતાં ધુઓ પગ, ઘરમાં બૂટ ન લાવો,; પાળેલા કુતરાને ન લાવો ! કમરે પટ્ટા ન રાખો, હાડકાના હાથા વાળાં ચાકુ ન લાવો, શી આભડ છેટ ? જુનાઓએ તો આખો દિવસ પાણીમાંજ ડુબાડયા, ડુબ્યા તે સદાય ડુબ્યા.

બીજો—બિકવાંયટ, સુનો, અપનાં ગાનાં ગાઓ, ફેશન સેં ગાનાં ચલાઓ, હોને દો.

ત્રીજો—માસ્ટર આવ્યા તો ખ્યાલ રાખજો મેથીપાક જમાડે નહીં.

બીજો—ચલાઓ ચલાઓ સ્ટુપીડ, ચલાઓ.

રાગ અંગ્રેજી રાહ.

આય એમ વેરીગુડ, ટેમ, હંબગ, માઈ ફાધર બીગુડ;
નોટ ટીચર ટીઅર, વ્હાય શુઠ પ્રીઅર. (૨)

**બીજો**—નો કેઅર હમ કરેંગે હવા ફેર; (૨) આય એમ.
વેરીગુડ . ટેક.

૧—ભઇ શોબ ચ્યમ કરોસો દેર.
૪—આપ લ્યા પંતુજ કરવીં તસીં પેર,
ભુધાઇઆં સિંધિજી હક શયર;
પિનેગા, રૂલેગા બનેગા નવાબ;
પડેગા લિખેગા, હોવેગા ખરાબ.

બધા—શેઇમ શેઇમ શેઇમ આ ઠીક નથી તમારી શેર.
આય એમ વેરીગુડ.

૨—મેરેજ કરેગા, કોલેજમેં પરેગા,
મિસ ભતીજાકો કમલા ઠેરેગા;
અસલીસેં ખુબ લરેગા,
સંસકી રીત જો ખ્યાલ નપવજે બાંભણુ કયો અથસજેર,
અસીંમાડુ કચ્છજા એડીઉં ગાલીઉં સુણીંધો કેર આય એમ.
સુદરાળી નલ મનુષ્યન ઇલા,આપાદર બોડો કોષ્ટો હોકલિ
બાહાદર આમી કોલેજની કોઇલા,
આમી સમઝઓ, સબ્બો, વ્હેમ, વ્હેમ, વ્હેમ, આય એમ.
આય એમ મેમ લેડી, હીઅર નોમાઇ ક્રેડિટ.

બેંગાલી પંજાબી કોઈ હિન્દુ મહોમેડન.
આઈ મેબી મિસિસ, હિઝ બનુંગી. ( સર્વે )
ઑલરાઇટ, ઑલરાઈટ, શેઇમ, શેઇમ, શેઈમ, આર. એમ.
( ત્યાં માસ્તરનું આવવું તમામનું સ્કૂલમાં ચાલ્યા જવું. )
( સર્વે પ્રાર્થના કરે છે. )
ગોડમેડ ધ સન વિથ બીમ સો બ્રાઇટ,
ગોડ મેડ, ધ મૂન, બાઈ શાઇન્સ, બાઇ નાઈટ;
ગોડ મેડ, ધ સ્કાઇઝ. ધેટ સીમ સો ફેઅર.
એન્ડ ઓલે ધસ્ટાર્સ ધેટ ગ્લિટર ધેઅર, ગ્લિટર ધેઅર (૨)

**પ્રોફેસર**—વારે પરમેશ્વર ! જ્યાં ત્યાં તારો પ્રકાશ મોજૂદ છે, અમો પણ તારા પ્રકાશમાં પ્રકાશીએ એવી દયાતું કર, આજ કાલના જૂના પુરાણા જરી પુરાણા સરખા, ખુ-ઢ્ઢાઓ, અને અસલના વહેમોથી સડેલા આપણા બાપ-દાદાઓના મગજમાં ઘુમી રહેલી, આચાર વિચાર નીતીની જે અવળી બાબતો, તેનું નિકંદન કરી; આપણા દેશને ઝળહળતા સુધારાના સમયમાં પ્રકાશમાં મૂકવાની દરેક સુધરેલાની ફરજ છે, અને તે આપણને વિદેશી નોલેજ સામે આવીને બતાવી રહેલું છે. આજ જ્યાં જ્યાં જોઇએ છીએ, ત્યાં ત્યાં જેણે આખો દિવસ નાવું ધોવું પૂજા, પાઠ, સંધ્યા, વગેરે કરી પોતાનો અમુલ્ય વખત નકામો ગાળ્યો છે, આજુબાજુના દેશોમાં શું બને છે,

તે જોયું નથી, એવા .જુના વિચારના એક મોટી અંધારી ગુફામાં ઘોરે છે, એમ કહીશું તો ખોટું કહેવાશે નહીં, બહાદુર બ્રિટનોએ જે રાજ્યો મેળવ્યાં, જે પરાક્રમો કરી બતાવ્યાં, જે યશ વ્યાપી રહેલો છે, અને જે પ્રકાશ, હુન્નરકળા, આદીથી દિન પ્રતિદિન ઉન્નત થતા રહ્યા છે, તે એ હિન્દુસ્તાનની માફક સુસ્ત પડયા રહ્યા હોત તો તેમાંનું કંઈ કરી શકતે? કદી નહીં, કદિ નહીં, અને ઈશ્વર પણ એવા આળસુને જશ આપતે નહીં તેથી અપયશના ભાગી આજ કોણ થઇ રહ્યા છે, તે સમસ્ત પૃથ્વી જોઈ રહી છે, કે એવી દશા અત્યારે, હીંદ દેશની છે. જે દેશ અનેક સમૃદ્ધિથી શોભતો હતો, તે દેશ આજ વિદ્યાહીન, કળાહીન, તેજહીન, અને મતીહીન, એમ દરેક રીતે હીનત્વ ભોગવે છે. એનું કારણ શું? માત્ર છુછુ, અને વ્હેમોના ભંડારે આળસની કેશ, અને ઇર્ષા અને દ્વેશના ઓર્ડરોજ મેળવ્યા છે, હિંન્દુ, મુસલમાન, ક્રિશ્ચિયન, ઢેડ, ભંગી, ચમાર, શું? માણસો નથી? ઇશ્વરનાં બાળકો શું તે નથી? શા માટે તેનાથી દૂર ખસવું? શામાટે તેમનાથી ભોજન વ્યવહાર ન રાખવો? શા માટે તેમાંથી કન્યા ન લેવી? અને ન દેવી? શા માટે તેવા પોશાકો ન પહેરવા? આપણુને સુખ જોઇએ છીએ, દરેક માણસ સુખનેજ ચાહે છે, ઇશ્વરે સુખ આપવા માટેજ દરેક

ચીજ બનાવી છે, તેનો ઉપયોગ શા માટે ન કરવો? બહાર જતાં મુહુર્ત પુછો; પેશાબ કરતાં મંતર ભણો; નાક વીંધો ને પૂજા કરો, ચોટલીને પકડી રાખો, એ શું ધરમ છે? કરમ છે? મરમ છે, કે બે શરમ છે? બેશક એવા લોકો બે શરમજ છે, મોટાં મોટાં મંદિરો બાંધી, લાખો રૂપીઆ ખર્ચ કરી, તેમાં પથ્થર બેસાડવા: શું! પથ્થર સરખી મતી થવા માટે? પુજારીઓ, ઝાડુવાળા સરખા, વગેરે રાખી, ભમતા સાધુઓ, અને એવા અભણ બ્રાહ્મણો જે, પશુ કરતાં પણ નકામા છે, કારણ પશુ બોજો વગેરે ઉપાડી, દેશને ઉપયોગી થાય છે, પણ સદા ભિખારીઓ બીજા લોકો ઉદ્યોગીને પણ ઉદ્યોગમાં ખલેલ પોચાડે છે, એટલે માત્ર પૃથ્વીને ભાર રૂપજ છે, અને સંસ્કૃત ભણેલાઓ પણ શા ઉપયોગના છે? શું સંસ્કૃત વિદ્યાએ બીજી વિદ્યા સરખું કળા કૌશલ્યમાં અને સાહિત્યમાં માન મેળવ્યું છે? એવા મૂર્ખાઓ દરેક રીતે દેશને બરબાદ કરતા દેશનો દરેક રીતે નાશ કરતા છે. તેઓના પર પ્રકાશ પાડવાનું કામ આપણું એટલે વિદ્યાનું છે કોઈ દેશ એવો નથી કે જ્યાં બિલકુલ માંસાહાર ન હોય? કોઇ ગામ એવું નથી કે જ્યાં માંસાહાર ન હોય? આ પૃથ્વીની ઉત્પત્તિ વખતે ક્યાં માણસો વેજીટેરીઅન હતાં? વેદ વેદ કહી

જે પુરાણા ઘરડાઓ પોકાર કરી રહેલા છે, તેમના યજ્ઞોમાં પશુહિંસા થતી, આજ પણ માતાઓપર પાડા બકરાંનો વધ દેવસ્થાનોમાં થાય છે. કલકત્તામાં કાળીના મંદિરમાં જઇ નજરેથી જુઓ ? શું થાય છે ? સિંધમાં મુસલમાનભાઇના હાથમાં બકરાની મુંડી જોઈ કોઈ હિન્દુને સુગઆવી અને તેથી ગુસ્સે પણ થાય, તેમણે કલકત્તાના કાળીના મંદિરમાંના બ્રાહ્મણને જોવાની તસ્દી લીધી હોય તો એવું થાય નહીં, માંસાહાર કરનાર, સિંહ, ચિતા, વગેરે પ્રાણીઓ ક્રૂર, શૌર્યવાળાં, અને તેજ ચપળ હોય છે, ત્યારે બળદ, બકરી અને કબૂતર સરખાં મનુષ્યોમાં એ શૌરત્વ દેખાતું નથી માટેજ માંસાહારી પ્રજા આજ સર્વનાપર અધિપત્તિ પણું ભોગવી રહી છે, વેજી ટેરીઅન, ઇઝ હંબાંગ, આપણું કામ, આપણી વિદ્યાનું કામ, પ્રકાશ પાડવાનું છે. હાં સાંભળો, દારૂ, શરાબને માટે પણ ધરમ ઘેલાઓએ ધાંધલ કરી મૂકી છે, મોટો શોર મચાવી મૂક્યો છે, હું તમોને મારા વ્હાલા સ્ટુડન્ટો ! હું તમોને પૂછીશ અને તેના જવાબમાં તમે સાચુંજ કહેશો, મને તમારાપર ઘણો પ્યાર છે. હું તમારા અને મારા જીગરને જુદો જોતો નથી, તમારૂં અને મારૂં શરિર જુદું જોતો નથી. એટલે તમે સાચું જ કહેવાના, કે આજ કઇ ઓસ્પિટલમાં દારૂ વપરાતો

નથી ? અને તે ઓસ્પિટલોમાંથી કેટલા એવા પોત્યા-દાસો દવાઓ લેતા નથી ? અરે ! એતો ઠીક. ઘરમાં માથામાં દુખવાની દવા, પેટે ચોળવાની દવા, એ કોણ વાપરતું નથી, તેમાં સ્પિરિટ નથી ? ઢેમ, હુંબગ, એ-ટલું સમજતા નથી, અને દેશમાં સુધારાની વાતો કરે છે ? ટીંકચર ફેરીપરકચોરોલાઇડ, ટીંકચર કેમ્ફર, વગેરે જેટલા પાણીના પદાર્થો છે, એ પાણી નહાઇ ધોઇ પ-વિતર વસતર પહેરી વિદેશી ભરામણી બોટલોમાં ભ-રતા હશે ? કે જે, આ દેશના સંસસ્કૃત ભણેલા પીએ છે, સોડાવોટરના કારખાનામાં પણ બધા હિન્દુજ હોય છે કે ? એ હિન્દુનુંજ પાણી પીએ છે ? શી ધરમ ઘેલાની સફાઈ, ખોટી ધાંધલ, આ બધી ગેરવ્યાજબી હીલચાલ કોણ બતાવે છે, આપણને કોણ સમજાવે છે? વિદ્યા, વિદેશી નોલેજ, અને તે આ કોલેજ પ્રકાશ પાડે છે. શામાટે આપણે એક બીજાથી દૂર ખસવું ? શામાટે આપણે એક બીજાને પ્રેમથી નહીં ચાંપીએ, શા માટે આપણે પ્રેમથી કીસ ન આપીએ, લઇએ, તમારૂં ઘડીઆળ તમે મને આપી શકો છો. હું મારૂં ઘડીઆળ તમોને આપી શકુંછું. અને તેમજ યુરોપમાં કોઈ પણ સ્ત્રિ કોઈની પણ સાથે છુટથી હરિફરી શકે છે. આ શરિર એક માટીનુંજ પુતલું છે. તે માટીનું

વાસણ શા માટે ઘરમાં ગોંધી રાખવું ! કોઇના પણ પરમાર્થમાં, કોઈના પણ સુખ માટે, એ વાસણ કામ આવતું હોય, તો શામાટે વાપરવા ન આપવું ? એટલે કોઇપણ ચીજ પરતંત્ર નથી, સ્વતંત્રજ છે. અને તેમજ હોવું જોઇએ, એ આપણને કોલેજમાંથી વિદ્દશી નોલેજમાંથી પ્રકાશ મળી શકે છે. આપણને દરેક રીતે ઇશ્વરે સ્વતંતર બનાવેલા છે, આપણે આપણા શરિરના, મનના, ધનના, એકલા માલેક છીએ આપણાં હવસો; ઇચ્છાઓ, પૂરણ કરવા માટે આપણે સવતંતર છીએ; અને સવતંતર રહીશું. આર્યસમાજના સુધારકો પણ આપણા સરખાજ છે. અને એ સુધારો એમણે દેશમાં દાખલ કરવી, દેશપર ઉપકાર કીધેલો છે; જો કે તેમના ગુરૂ દયાનંદજી મહારાજ યવનનો પરસ ન કરવા વગેરેનું કહી ગએલા છે; તેમ ને પણ તેમણે લાત મારી મૂકી છે, એટલે કે પૂરણ સવતંતર બનેલા છે; અને તે આપણી આ કોલેજના નોલેજની આબાદી છે, કોઈપણ રીતે કુદરતને રોકવી કુદરતથી વિરૂદ્ધ વર્તવું એ પાપ છે એટલે કોઇપણ માણસને કાંઈપણ ઇચ્છા થવી, એ કુદરતનું ફરમાન છે તેમજ હવસ છે, આપણને હવસ થવો એ પણ કુદરતનું ફરમાન છે, તે કુદરતને રોકવાથી નુકસાનજ છે; ઇશ્વરી ફરમાનને

તોડવા બરાબર છે, એક વહેતી નળીને અટકાવશો તો પાણી બીજી જગાએથીજ નીકળશે, તેમજ આપણુ તમામ સ્ત્રિ પુરૂષોને જુવાનીમાં થતી પુરૂષ, સ્ત્રિની ઇચ્છા તેને અટકાવવાથી શરિરમાં નુકસાન થવું દેખીતું છે. જુનાં ખોખાંઓ હચ; ભરમચરજ ભમચરજ કરી માથું કુટી બીજાના સુખમાં આડે આવનારા, બડા શયતાન, અને નાપાક છે, ત્યારે આપણે એવું ભરમ-ચરજ પાળવાનું કહેવાનું કાંઈ કારણ છે? સ્ત્રિ પુરૂષની છુટ, એટલે આપણે એકબીજાની કોઈપણ ઇચ્છા, પૂરી કરવા બંધાએલા છીએ, એનું નામ સવતંત્રતા છે, અને આપણું જ્ઞાન, આપણો સુધારો; આપણું નોલેજ; એ આપણી કોલેજ આપણને સારી રીતથી સમજાવી રહી છે, કે સ્વતંતર રહેવું જોઇએ. છુટાછેડા, સ્ત્રિની સ્ત્રતંત્રતા, કાયદાએ પણ આપેલી છે. એ આપણને શું સૂચવે છે? ગુરૂકુલોમાં પણ સમાજીઓએ એજ પાઠ શીખવવા જોઇએ, ઘણેભાગે શીખવાતા જોવામાં આવે તો કોઈ બહાર પાડતા નથી, એટલા એ બેધડક અને સ્વતંત્ર થએલા નથી, નહીંતર જ્યાં પુનર્લગ્ન કરાવવાને તૈયાર થયા, ત્યાં દેશ માટે સોલજરો બનાવતે તો શું ખોટું હતું? એપણ એક સ્વતંત્ર સુધારો છે. ગુરૂ કુલોમાં અપટુડેટ ફેશનમાં રાખવામાં આવે છે. છોક-

રાઓને દરેક રીતે એશઆરામથી રાખે છે. એટલે તેઓની ઈચ્છાઓ કોઇપણ પ્રકારની થાય, એતો સ્વાભાવિકજ છે, પણ ભમચારીનું નામ ઠોકી બેસાડયું, અને એ જુની ઘરડ તેમાં ઘુસી, સ્વતંત્રતાને દાબી દીધી છે. પણ તેમ કરવાથી કુદરત પોતાનું કામ કર્યા વગર રહેજ નહીં, એ સ્વાભાવિક છે અને બોર્ડીંગ હાઉસો એપણ આપણીજ રીતીએ ચાલવા વાળી છે. કન્યા ગુરૂકુળોની હેબીટ એવી પડે તો દેશને ડબલ લાભ થાય એમ છે! કાનપુરમાં એ બાબત મેં પ્રાઇવેટમાં જોયું હતું. તો સારૂં કામ થાય છે, જેજે લોકો પોતાના દેશને, દેહને, અને નામને, બહાર લાવવા અને વિદ્યાનો પ્રકાશ પાડવાને માટે ઉદ્યોગો કરી રહેલા છે. તેને ધન્યવાદ છે, હવે બોલો, મી. હિમતસિંગ તમારી ટર્મ છે.

સ્ટુડન્ટ—યસ સર, આપનું કહેવું વ્યાજબી છે. જ્યાંલગણ એવી હીલચાલ, ન થાય, ત્યાં લગણ કોઇપણ માણુસ કંઇ પણ કરી શકે એમ નથી, હું નાનો હતો, અને ગુજરાતી અભ્યાસ કરતો હતો ત્યારે જ્યોતિષ, એસ્ટ્રોલોજી પર વિશ્વાસ લાવવો નહીં, કારણ જોશી જો એટલા બધા એકચ્યુઅલ. હતે, એ વિદ્યાબાબેતો, તેનીજ દીકરીઓ આ માટે રાંડતે? દેશ જવું તો મુહુરત, પર

દેશ જવું તો મુહુરત, દવા લેવી હોયતો મુહુરત, દીકરીને સાસરે મોકલવી હોયતો મુહુરત, જ્યાં જુઓ ત્યાં મુહુરતનીજ મોકાણ. એ જોતીષે તો એવા વહેમ નાંખ્યાં છે કે કેટલાક અભણ ભણેલાઓની રોજીજ ચાલુ કરી આપી. સિંધીઆમીલ સુધરેલા લોકો નાતાલ કે, એવા અંગ્રેજી તહેવારોમાંજ પરણે છે; એક કલાકમાં પરણેતર થઇ રહે છે. ન ચોરી, કે ન હસ્ત મેલાપ. મહોમેડનોની નિકાને પણ તારીખ મુક્કરર જોઇએ; અને એમાં પણ સેતારાની ચાલપર પરણવાનું નક્કી કરેલું છે, પણ આતો મેરેજ, મેરેજ, "મેરેજ દિલકી બાત" મિયાં બીબી રાજી તો ક્યા કરે મીયાં કાજી. એ કહેવત, એ લોકોએ સારી ઉપયોગમાં લીધી છે, કાલેજોમાંથીજ પરણ્યા વગરજ ગાંધરવ લગ્ન થઈ જાય તો એ પણ શાસ્ત્રની રીતી છે, હવે એમાં ક્યાં જોતીષની નડતર આવી ? એવા એવા અનેક જાતના વહેમો, તેને લાઇટમાં લાવનાર, આ નોલેજ, તે કાલેજથીજ છે. (સ્ટોપ્સ–આસુ)

૨ સ્ટુડન્સ–હાં. માય ડીઅર બ્રધર, એવીજ રીતનાં શ્રાધનાં ધરખમ ખરચો, એ પણ એક એવીજ તરેહના વ્હેમ, અને વ્હેમજ છે. આ બાબતમાં સ્વામીજીએ બહુજ સારૂં લખેલું છે. તે શ્રીદયાનંદજીને, પોતાને કહેતા

સાચા સનાતનીઓ અને વર્તનાર શુદ્ધ સમાજીષ્ટ પણે પણ માન આપે છે, અને સ્વામીજીનું કહેવું સ્વિકારે છે, પણ ખુદ આર્યસમાજીઓ, પક્કા સુધરેલા, આપણુ સરખાને જે સારૂં લાગે, તેજ, આપણુને સુખ થાય તેજ, સ્વતંત્રતાથી ફરવાનું અને કરવાનું છે, કે જે આપણો સુધારો છે. અને તે સુધારો પણ આજના તમામ લેકચરમાં કહેવાએલો સુધારો, આ કોલેજોની સ્થાપના થયા બાદજ, આ નોલેજ વિદેશીના વિકાસવા બાદજ ખાસ તેના પ્રતાપેજ થયો છે, એમાં કશો શક નથી, એ પહેલાં સુધારો એ શબ્દ હતો નહીં. પોંપી.

૩ પોંપી–હમારેમેં સવટંટરટા, આપના આટમાંકી મરજી માફક ચલનાં ઉસકો કહેટેં હંય, ઉસીસેં હમ હમેશ. સવટંટર હંય, મેં આજટક કોઇબી સ્ટુડન્ટકો ઔર આપ પરોફેસર સાબકો કબી નારાજ નહીં કીયા હય. અપનકો ડર નહીં હય; કબી બચ્ચા હો ગયા ટો? કયા, આજકલ તો સુઢારેવાલેને અનાઠાશરમ નિકાલ કરકે બડી રહેમ, ઔર અપનેકો મડડ ડીયા હય; યે સુઢારા ઉટંમ હય, લરકીયોંકો પરાકેં (લરકા લરકી સાઠમેં) અયસા પક્કા મજબૂટ સવટંટર બનાનાં ચાહીએ ઠી, મહોબટ કયા હે, પ્યાર કયા હે, ઔર ઉસ પ્યારસેં, આડમીપર અહેશાન, ઔર અપનેં

જાનકો, આરામ મિલટા હય, સો બરાબર સમજાવે તો દેશમેં અનાઠાશરમોમેંસે, બહુટજી બહુટહી દેસકે સ્વયમ્ સેવક નિકલ આયગેં, માનો સ્વદેશ સેવક બનાનેકા આપ ઔર હમે મશીનહીં હંય; કયો ? વયસા નહીં કરનાં ચાહીએ ? મેરે ખ્યાલકે શાહુકારોં ગ્રેજ્યુએટોં, ઔર અપન જ્યસી પ્રજા; અપનેકો, કયું મદદ નડેગી ? ગુરૂકુલોં, બ્રહ્મચર્યાશ્રમ, બોર્ડિંગો, એ સબ ઇસિકા નમુનાં હય, ઔર કિસિ કિસિને બડાબડા સર્ટિફિકેટબી મિલાયા હય. સંન્યસ્ટ લેકે ફિર ગૃહસ્ઠ બી હુએં હય, વો સબ સવટંટરટા ઔર યે કોલેજકા નોલેજકા નટીજા, સારી આલમ દેખ રહી હય, કયા, વી આગકે પાસ જમેગા ? ત્યું કયા અયશમેં યોગ્યાભ્યાસી, બ્રહ્મચારી બનેગા ? પર્ણકુટી ઝુંપડી લંગોટ, એક વખત ખાનાં હાથસેં રસોઇ પકાનાં શ્રીકૃષ્ણ સાંદીપની ગુરૂકે લીયે સુદામાકી સાથ જંગલમેં લકડી લેનેકો જાતાથા; વો જમાનેકો કયા કહેનાં ? દશરથ પુત્રોં, વિશ્વામિત્રકી પાસ જંગલમેં ફલ ફુલકે આહારી, ઔર જમીનમેં સોનાં, ગુરૂકી રાતદિન સેવા કરતા થા; વયસે બહુતસેં ગ્રંથોંમેં, બહુતસે રાજાઓં ઔર બ્રાહ્મણોંકા ઇતિહાસ હય; ઉસીસેં ઉસમેં કામવૃત્તિ હોવેહી કહાંસે ? રાતદિન પ્રભુકા ભજન, ઔર

જ્ઞાનકી બાતેં, વહાં આજ બાદશાહી તોરપે રહેનાં, અચ્છા અચ્છા ખાનાં, માલ ઉડાનાં, ઔર અપની વિદ્યાકા સંગ. વો બેશક અપનેકો બડા મદદગાર હય? વાહવાજી, કયા નોલેજ? રામ, કૃષ્ણાદીસેં બી અપના સુધારા બેસ્ટ લાઈટ માર રહા હય.

**સર્વે**—શાબાશ, શાબાશ, થેંકયું, થેંકયું, વિદુષક, થૂંકયું થૂંકયું થુથુ કરતો નાસે છે.

**એકસ્ટ્રુડન્ટસ**—માઈડીઅર સર. મેંને અબી એક છપતા હુવા સત્યામૃત ગ્રંથમેસેં કુચ્છ દેખા, ઉસમેં સર્વ વાતો આપણાથી બિલકુલ વિરૂદ્ધ છે, એણે જ્યોતિષને ખરૂં માન્યું છે. માંસાહારનો તિરસ્કાર અને શરિરને નુકશાન કરતા સાયન્સની રીતે સમજાવેલ છે, વહેમ, ને રહસ્ય બતાવ્યું છે, હું થોડુંક કહીશ. મને ક્ષમા આપશો. ચંદ્રના આકર્ષણથી દરિયામાં ભરતીઓટ આવે છે, એટલે જળતત્વને ચંદ્ર ખેંચે છે; અને મૂકે છે; એમ અહોરાત્રદિવસ થયા કરે છે; સૂર્યના પ્રકાશથીજ તમામ વસ્તુ પ્રકાશે છે, જેમ રાત્રે અંધારામાં ફુલ બીડાએલું હોય, એટલે કળી હોય, તેનાપર સખ્ત લાઈટ નાંખશું, તો તે ફુલ ખુલ્લું થઈ જશે, ગ્રહણ થતી વખતે, તેમાં પણ સૂર્યગ્રહણ થતી વખતે, સૂર્યમાંથી પ્રાણરૂપ મળતી હવા બંધ થવાનાં કારણે ઘણાંક

નાનાં નાનાં જીવો વાયુવગર મરી જાય છે. વરસાદ પણ મૃગશર નક્ષત્ર બેસતાંજ શરૂં થાય છે, અને હસ્ત લગણ વરસે છે. તેમાં પણ ખારાં નક્ષત્રોમાં વરસે તો જુદા જુદા, નક્ષત્રોના હિસાબે જુદી જુદી જાતનાં જીવડાં ઉત્પન્ન થાય છે. એ જીવડાં પણ પંચાંગમાં લખેલી મુદતેજ થાય છે, અને તે આપણે આંખેથી જોઇએ છીએ, અગસ્તની હયાતી લગણજ વરસાદ થાય છે, એટલે સૂર્ય, ચંદ્ર, શુક્ર, અને નક્ષત્રોની અસર આપણા શરીરપર થયાજ કરે છે. પૃથ્વીમાં પણ, ભૂકંપ થવા તોફાન થવાં એ એસ્ટ્રાલોજી બતાવે છે અને તે યુરોપના ઝાડકીલ રાએફલ, જેવા સમર્થ; પૃથ્વીમાં અને તે પશ્ચિમ સરખા સુધરેલા મુલકોના આગળ પડતા લોકોમાં બહાર અત્યારે દેખાઇ રહ્યા છે. ગાલિલિ સરખાની અગાઉની વાતને આજ ઉત્તમ સ્થાન મળે છે. અને તેનો તે પ્રજા વગેરે ઉપકાર માને છે, દરેક મનુષ્યની કુંડળીના દરેક સ્થાનમાં અમુક ગૃહો હોયતો અમુક ફળ આપે છે, એમ સમજાવી તેની સિદ્ધતા કરી બતાવી છે; તો જ્યોતિષ તે શી રીતે જુઠું માની શકાય ? તેમજ બ્રહ્મચર્ય, શ્રાદ્ધ મૂર્તિપૂજા વગેરેની સિદ્ધતા અને તે સ્વામીશ્રી દયાનંદજીના શબ્દોથી સિદ્ધ કરી બતાવેલું છે એ પુસ્તક વાંચવાથી

આ આપનું ભાષણ મને નિરસ જણાયું છે, આશા છે કે આપ સિદ્ધિ ચારૂના શરૂઆતના પ્રવેશો જોશો તો પણ કંઈક વધારે આનંદ આપશે. અને તમારો અને સમસ્ત જગતનો તેથીજ ઉદ્ધાર થશે.

મિસિસ પોંપીના લેકચરપર મને તિવ્ર તિરસ્કાર છુટે છે; જે શુદ્ધ બ્રાહ્મણોએ અનેક કષ્ટો સહી અનેક કોમોનો ઉદ્ધાર કર્યો. તેજ અમારા ગુરૂ પૂજયોની નિંદા અમારા આર્યોના કાનને સાંભળવી પણ મહા પાપરૂપ છે. શુદ્ધ જ્ઞાની પુરૂષ કોઈ પણ મહાત્માની નિંદા કરતો નથી, અને નિંદા કરે તો તે મહાત્મા ગણાતો નથી, પણ પશુવત્ત છે. હું મારા બાપા પાસેથી મારૂં ધર્મનું ધરનું મહત્વ, રહસ્ય, સમજ્યો છું. ગુરૂની નિંદા કાનથી સાંભળનારને કાનમાં કીડા પડે છે, નિંદા કરનારને જોવાથી આંખે આંધળો થાય છે. અને સ્પર્ષથી અચેત (જ્ઞાન શૂન્ય) થાય છે. વર્ણશંકરો એજ દશાને પ્રાપ્ત થઈ પોતાના દેહને, દેશને, ડુબાવી રહ્યા છે, નજરેથી જોવાય છે. પોપની આજ્ઞાનો ભંગ, સલાહ ન માનવાથી સમસ્ત યુરોપમાં જેણે આગ સળગાવી, પૃથ્વીભરને ચિંતાગ્નિમાં નાંખ્યા છે, એ ગુરૂવાકયનું પરિણામ નિંદાનાં ફળો, જેણે જેણે નિંદા કરીતે ભોગવે છે. બ્રહ્મવાક્યમ્ જનાર્દનમ્ એવા બ્રાહ્મણની

નિંદા કરતાં તારી જીભ કપાતી નથી ? એવો કયો ધર્મ દેશ કે જાતી છે કે, જેમાં સર્વ સુવર્ણજ નીકળેલા છે ? મહાત્મા તુળસીદાસનાંજ વાકયો છે સમરથ કો નહીં દોષ ગુસાંઇ, પોતાનામાં સુધરવાની શક્તિ નહીં એટલે નબળી સ્ત્રિનો પતિ વ્યભિચારી થાય. અને નબળા ધણીની સ્ત્રિ વ્યભિચારીણી થાય, એ અજ્ઞાની અને કુસંસ્કારીથીજ થાય છે, તેવા સુધારાના ઘોડાપર ચડેલાઓએ જે ધર્મપરથી આસ્થા ઉઠાડવાની અંધ શ્રદ્ધા બેસાડવા કોશેષ કરી, તેનું પરિણામ સારા પવિત્રોનું સન્માન આજ પ્રથમથી વિશેષ છે; ત્યારે સુધારાવાળાની બૈરીજ હોળી મચાવે છે એ ફેશન બાઇની હોળી જુઓ વાંચો, અને ગાઓ, 'આવી કોલેજ અને આવા નોલેજને લાખવાર ધિક્કાર છે.

કયાં રામ, કૃષ્ણુ, સુદામા; વગેરેની બહાદુરી, ટેક, શારિર બળ, મોટી બુદ્ધિ, લાંબું આયુષ્ય. મોટાં મન, તમારામાં એમાંનું કાંઇ છે ? પરતંત્રતા, ફીકા ચહેરા, વિચિત્ર વેશ, શુદ્રાન્ન ખોરાક, પશુ તુલ્ય નોકરીથીજ જીવન, પાપના કીડાઓ, વર્ણશંકરો ? તમારી મોટી મૂછો હોય તો પણ તે પુછના બરાબરજ છે. તેના કરતાં તમે નમુછીયાજ ષંઢ રૂપેજ સારા છો. દેશઃ વિદેશમાં પણ એવાજ નોલેજે લવ, લવ, કરી સાચી

પ્રભુ પ્રીતીરૂપ સાચા પ્રેમ ઇશ્કને ઠેકાણે તમારા સરખા લવલવ એટલે બકબકજ કરતા રહેશો, ધિક્કાર છે, આ સભાને કોલેજને, અને આવા નોલેજને લાખવાર ધિક્કાર છે, શરમ છે, શરમ છે, તમારાં પુટયાં કરમ છે, જ્યાં વ્યાપ્યો અધર્મ છે, ( તિરસ્કારી કોલેજ છોડી ચાલ્યો જાય છે. )

સર્વે— ભાઈ પટારો કેમ ઉઘાડયો. ( એ રાહ ).

પાટલૂનખાં કહો પોત્યાસિંગને, બેઠા છો શું બાયલા થઇ;
અમે આંખપર પથ્થર લગાવ્યા, ફ્રેમ ફેશને બલ છે સહી;
સેન્ટ કોટ તેલ વાળે ઘાલ્યાં, કોસમેટિકની નથી નવાઇ;
કશું ન દેશી બધું વિદેશી, પૈસા પણ જાશે સહુ ત્યાંઈ.
ખાટલો ગોદડું ગાડું જાડું, ફાડું લુગડું ફાવતું નહીં,
ઠોઠાં ડોસાં ઘરડાં ઢેમ ગણી, ગમારમાં ગણશું સમ કંઇ;
બસ બસ છાતી ઠોકી કહીએ, જગથી સહુ બે પરવા થઈ;
ખોટું સાચું પરખી કાઢો, ભરવો પૈસા ફન્ડે અહીં;
મેમ્બર થાઓ નામ મંડાવો, કહીશું કંઇ પણ કરશું નહીં.

એડીટરાચાર્ય—વાહવા લોંગમેન સાહેબનાં લેકચર કહેવાનું કરવાનું નહીં.

અંક બીજો સંપૂર્ણ.

# અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો.

કલિનો દરબાર, ફેશન, વિષયલાલ, વગેરેનું આવવું.

ફેશનનો નાચ.

રાગ કેરબો દાદરો.

ફેશન—

કાલી બાદરીયાંને ઘેર લીનો દેખો શહીયાંજી કાલે.
બસંત, ગુલાબ, અરૂણોદય, કો આજ ઢકયો;
કાલો કાલો જગ સારો, આપ કીનોંરે;
આગોંકે કુવાર, ધૂપ ચિંતાકે, અંગાર સારે અયસે અનઆરોસે;
માર ગઇ, દુનિયાંજી હાર,ગઇ અયસે,ફાનીસે,નાદાનીસે,ગ્લાનીસે,
દેખો સહીહ્યાંજી કાલે? બાંદરવાને ઘેર લીનોરે.

કલી—આજ મારા અંતરમાં હોળી શળગી રહી છે. અરે ફેશન તેં તો હોળી જગાવી, અને ફાંસીએ ચડાવી દીધા, પણ તારા વિરૂદ્ધી તારા કરતાં પણ બેવડા ઉઠયા. અરે પાખંડાનંદ, લોભીલાલ, તમારૂં મોડું જોતું મને ગમતું નથી. બે શરમ, તમે મને તો ઉઘાડો પાડયો, પણ તમે પણ હવે છુપા રહ્યા નથી, મારી મોટાઈ, મારો વિશ્વાસ, મારાપરનો ભાવ, તે પણ હવે નષ્ટ

થવા આવ્યો છે, ચકલે ચકલે; ખૂણા ખૂણામાં, ભોંયરામાં પણ એ વાત; આ શું ? હું શું જોઉં છું ? રાત્ર દિવસ એનાંજ સ્વપ્નાં ? ચોક્કસ, મારી પડતી દશાનાં ચિન્હ નજીકજ જણાય છે. મને ભ્રમ થયો છે. પૃથ્વીરાજ ચૌહાણમાં શીવનાગણે કહેલું અત્યારે મને બરાબર યાદ આવે છે.

તાપીછ ટોપી આવહીં, સો ઈલમ કલમ ચલાવહીં;
જબ ન્યાય બંધન છુટસીં તબ આપ પેટા ફુટહીં.

એ ટોપીએ ઈલમ કલમ પણ ખૂબ ચલાવ્યાં, નાતજાતના પટેલ પુરોહિતે, નાતજાતનાં ન્યાયનાં ધોરણો, બંધનોને પણ તોડયાં, ત્યારે પોતપોતામાં પેટાં પણ ફુટયાં, સુધારાવાલાને કુધારાવાલા, શિવ અને શક્તિ, અને વિષ્ણુ, અરે ? પશ્ચિમમાં પણ ઘરઘરમાં ફાટ પડી ગઈ, હવે કયાં જવું ? આ શબ્દો તો, જાણે કેમ મારા માટેજ ગણ બોલ્યો હોય નહીં ? ત્યારે શું મારૂં આવી બન્યું ? પૃથ્વીરાજને અજમેર છોડી દીલ્હી આવવું પડયું તેમ મારે પણ, આપૂર્વ છોડી પશ્ચિમમાં નાશી જવું ? કે હવે પશ્ચિમ પણ મને છોડશે ? હાય ( દાંત પીસતો ).

રાજ જઈ ગુમાવી આવ્યા લાજ ખરી એ રાદ
તબ કુડ કપટ જાતુ ચાલ્યું,
જ્યાં ત્યાં શુદ્ધ જ્ઞાને ઘર ઘાલ્યું;

પાખંડ ઉધાડું સહુ પાડશું,
હું વૃથા બકું પાડું રાડું; તમ.
આચારોને પકડી પાડો,
વિદ્વાનોને સપડી મારો;
કરી મુખ પગ બંધ કરી દ્વારો,
કહો સત્ય અમારો સૂધારો; તમ.
જુઠ જશ ભૂખ્યા ધનિને હોમો,
પશુ તુલ્ય યગનના યજમાનો;
થઇ ગોર વસૂની જે લૂમો,
ચૂસો ઘુસો ઘરમાં ઘુમો, તમ,
લૂખી લાણી, વાણીથી લલચાવો;
ખૂબ રોફ ખોફથી, નચવાવો;
નહીં સ્વાર્થ સધે તો કચવાવો,
નહીં તો સુખ નહીં તમ બતલાવો; તમ.

બસ બસ ખૂબ વિચાર કરો, નિમકહરામ ? બનાવો ગુલામ, હું જાઉં છું. આજની અંતિમ મારી કચેરીમાં તમને બોલાવવાનું કારણજ આ ખરી સૂચના હતી, યાદ રાખજો હું મારૂં ફોડી લઇશ, પણ તમોને પાયમાલ કરીશ. મારાં ઘણાં સ્થળ છે; ખુશાલી હિમત, ઐકયતાના આનંદરૂપ, વસંત, સુર્યોદય, વાડી આ વાડી આ તમામ ઢાંકી દો. તમારો ક્રોધનો અંધકાર ફેલાવો; બસ જાઓ, જાઓ, નફટો જાઓ. ( એમ લપતો ગરમ થતો ગુસ્સામાં ચાલ્યો જાય છે. )

લોભાજી—માડું હાડું ખાનાં પીનાં ખેડ સલ્લાને ઢીંગાણું બોટ, વાડોજ ટાલ ડેખુંનાં ? કાંઇ બાપનું ? ગાંડી આગમાડ, ખુશામદ કડતા કડતા જાઇએ, ભાઇ બાપા, શાયબ, કહીએ ટેના–ઇ હાલકાં ? ગઢેડીના, લૂટે; ઊંચે ખુડશી ઉપર બેસે; આપણે શેઠીઆ તો પણ જાણીએ ઠીક, એની ટોછડાઇ સામું કોણ જુએ ? માડોહાડો ફાટયો. માખણડાસનો ગગો ઘરતીઓ પણ હવેટો ઘણો પીગળવા માંડયો છે, હવે ડસા ફરી છે, નહીંટર કરતાં કારવટાં કાંઇ આમ હોય ?

માખણદાસ—કેમ લોભીલાલજી શું સમજ્યા ? મા. સમજ્યો તારૂં કપાળ, લ્યો પાણીને ફોડો, અને ઓઢો ચોફાળ. ટમે કેમ હટા ? ભાઇ ? જાટલીમેંટ છો ગ્રીંટલીમેંટ છોલેલબી નહીં ભૂલ્યો ઓલેલબી, ઓટલો કે એટલો શું કહું કો. એટલોએ નહીં ને આટલોએ નહીં, ઘર ગીયું રસોડા શીખે. બાકી બારે રોવા હારૂ ઓટલો ડીઓ છે. અડડ બાપ આટલા ડાડા ટી શું અંઢારી આવીટી. ઓલો. બી. એ. હો. બઢાયઠી બીએ છે. અને એમ. એ. તો એમ એજ રહ્યા, જરાય ઘરનું જોયું નહીં. બાપ ?

પાખંડાનંદ—પણ તદ્દન ચુપ બેશી રહેવું પાલવશે ? કાંઇક ઉદ્યોગ તો કરવો જોઇએ ? નવરાં બેઠે કાંઇ નશીબ ઉઘડે ?

**માખણદાસ**—લોભીલાલ, ટમે રહો મૂકો ગઈ ગુજરી, હવે ચાલો મૂકો જાઓને, ઈ બઢાંય જાઓ, કલીકાકા પોટે પોટાનું કરશે, એ પણ જેવાટેવા નથી, રાજા છે રાજા? પણ બાપ ગજબનો ગોટો વહી ગીયો ખડેખડ.

લાજ લીઢી હો બાપ લાજ લીઢી,
કલિ મહાડાજે આજ ખુબ કીઢી ડે બાપ.
કીઢું કરશું ટમારૂં અમે સારૂં,
સારૂં શેનું તે ઊંધું સહુનું માર્યું;
કોઇએ ધાર્યું નોટું આવું થાય,
કહો કેમ ખમાય. લાજ.
ઝાલ્યો ગાડરીઆનો તે વાગ જેવો,
એક ડાંગે સ્હેલે હંકાય તેવો.
ઘણા હજીએ હણાયા ટે જાય.
પાછળથી પસ્તાય. લાજ.

હવે ચાલો ચાલો આપણે તુરત જઇએ, શું કલિરાજ કરે છે, તે જોઇએ.

**ફેશન વગેરે**—તપસ્વીનાં તપો અમે ભંગ કીધાં, પણ લોક હિતાર્થે, આ કલિએ તો પામરોને સંતાપ્યાં, હરકત નહીં ચાલો ચાલો, અમે પણ તમારી સાથેજ ચાલીયે છીએ. અને કલીનો તમાસો જોઇએ, તિરસ્કાર તો થયો. પણ એનો સ્વાદ ચખાડીશું. ચાલો બોલો વંદેમાતરમ્.

---

## પ્રવેશ ૨ જો.

સૂર્યનું ઉગવું, વસંતનું ખીલવું, અને બગીચામાં સુંદર દેખાવ. ત્યાં કલીનું અચાનક આવવું, પકડવું; અંધારૂં કરવું, કલીનો ગડબડાટ તમામનું દુરથી જોવું. અંતરિક્ષમાં અવાજ.

જેલ.આજે વસંત જતી જુઓ છો, જ્યાં અરૂણોદય રહ્યો;
આ વાડીઆ આ વાડીઆમાં, વાયુ વસંત તપી ગયો;
રવી આથમે તે બાદ અરૂણોદય વસંત છુપાય ના;
એ નિયમ કુદરતનો દીસે છે. શૌર્યમાંજ સ્થપાય ત્યાં;
થાતાં વસંત પછી તપે છે. અરૂણ નીયમ નેટ છે.
સમજુ જનોને સાનમાં શુદ્ધ સુધરતાની ટેક છે.
જે અડગ વીરો ઓર્ડરોથી જળ સમાધીમાં ગયા,
છે એક ઇશ્વર કહેત કહેતાં ક્રાઇસ્ટ પ્રાણો પરવર્યા;
જોહાર ક્ષત્રાણી તણા જગમાં જુઓ ઝળકી રહ્યા,
શુરવીર શીવાજી ગુરૂ ગોવિંદ ગુણ ગમતા થયા;
શંકરતણો સિદ્ધાંત્ત બુદ્ધની બુદ્ધિ સહુ પ્રેમે રહી;
ધાજો સહુ બળ એકમાં અમ બંધનો કંઈ છે નહીં.
યદુવંશ કયાં છે કૃષ્ણનો ? લવના લુહાણા કયાં ગયા ?
ભ્રગુ લાત મારક વિપ્ર ? શું બલિ સાથ પાતાળે રહ્યા.
નહિં હજમહિં હિંસા થતી, હજરત તણાં ફરમાન કયાં;
લ્યો ઇચિહાએન અર્થથી હિંસા તજો પ્રભુ વાસ જ્યાં.
કલિમલ પ્રપંચ કુબોધ પથ કુચાર ચાકર થઈ જશો;
પોતા તણાનું કાપતાં, સહુ આપ રેંહેં સાઈ જશો.

**પ્રવેશ ૨ જો સંપૂર્ણ.**

## પ્રવેશ ૩ જો.

ફેશન વિષયલાલ પાખંડાનંદ, સગુણબા નિર્મળા
લોભીલાલ-વગેરે.

**ફેશન**—સૂર્યના અસ્તમાં અને વસંતરૂતુ વગર, બગીચા વગર, સુંદર કપાળમાં તિલક વગર હું શું કરી શકું ? ખાવાને અનાજ નહીં, એવા હાડપીંજરોમાં મારો વાસ થાયજ ક્યાંથી ?

**વિષયલાલ**—વાડીઓ વગર મારા ભ્રમરો ક્યાં ફરી શકે ? મારૂં બાણુતો પુષ્પનું તે પુષ્પોજ કરમાઇ જાય. સકોમળ, ગાલની લાલી રૂપ પુરૂષોનાં પ્રફુલ્લિત અંતઃકરણો ગુલાબના સમાન પ્રફુલિત નહોય તો મારાં પુષ્પોજ નકામાં નીવડે.

**પાખંડાનંદ**—પણ મારો પાખંડ પણ તમારી ગેરહાજરીમાં નકામોજ છે. સ્વાર્થ વગર કોઇ મારા પાસે આવેજ નહીં, એટલે વિષય વગરનુ મારૂં ધામ, ઠામ ઠેકાણુંજ રહે શાનું ?

**લોફરલાલ**—અરે ખાવાના સાંસાપડયા, જવું ક્યાં ? નોકરી પણ મળતી નથી જ્યાં લગણ વ્યાપાર રોજગાર કારખાનાં હુન્નર. કળાકૌશલ્ય હતાં ત્યાં લગણ તો ક્યાંયથી પણ પૈસા પેદા કરતા, અને ગુમાવતા, અને શરિર પણ સારૂં હતું હવેતો વૃદ્ધાવસ્થા થવાથી આ શરિનાં ગાત્રો

ઝળી ગયાં છે. રોગે ઘર કર્યું છે આ સમજ આગળ હતીજ નહીં, મારીતો દશા કળીએ પાયમાલ કરી છે. અબળાઓ અને બાળકો ગલીએ ઝલીએ, રખડતાં ભૂખે મરતાં હું ભાળું છું. આહા ફેશન કળી, (મુર્છીત થાય છે.)

સ્કુલમાસ્ટરો–સ્ટુડંટો વગેરે, અરે જ્યાંલગણુ આપણે સત્યામૃત વાંચ્યું નહતું ત્યાં લગણુ તમામ ઉંધું સમજ્યા હતા. આપણાં શાસ્રોનાં રહસ્યો સમજ્યા ન હતા. શ્રી કૃષ્ણ, અને ગોપીઓ, શંકર, બ્રહ્મા, વિષ્ણુ, પાર્વતી, રામચંદ્ર, સીતા, રાવણ વગેરેની નિંદા આપણે સાંભળતા, અને તે પ્રમાણે આપણે પણ ટીકા કરતા હતા, અંધારામાં રખડતા હતા, હરિહરિ, હરિ. યુરોપ્યનોમાં જાત, અમેરિકાવાળા પણ વેજીટેરીઅન થયા સ્પીરીચ્યુલીઝમ હીપ્નોટીઝમ, વગેરે અધ્યાત્મિક રહસ્યને, આપણે વ્હેમ, વ્હેમ, ગણ્યા, અરે તમામ આંધળા થયા અમારા વિચાર ભ્રષ્ટ થયા; ખરેખાત કોલેજોથી સારૂં શિક્ષણ આપણે મેળવ્યું નહી. તેમાં કોલેજોનો દોષ નથી, આપણાં શાસ્રોપર આપણે લક્ષ, ન દોડાવ્યું. તેમ સર્વ દેશમાં પણ ફેશને ફોજ મોકલી ફ્જેત કર્યા. એનું પરિણામ આપણે, અને આપણા દેશે અને સમસ્ત પૃથ્વીએ ભોગવ્યું. ફેશને સમસ્ત દુનિયાંને ફસાવી, જ્ઞાન લેવું જોઇએ હરેક ભાષાનું, નવું શીખવુંજ

જોઇએ. સમસ્ત દેશોના અનુભવ લેવાજજોઇએ. અને તેમાંથી સાર વસ્તુ ગ્રહણ કરવીજ જોઇએ. પણ આપણા મહર્ષિઓએ અનેક અનુભવ લીધા બાદજ લખેલું એવું આપણા ઘરનું જ્ઞાન, ઘરનો અનુભવ, ઘરનું પાણી ઘરનાં વાસણ, સર્વે તજ્યાં અરે વેશથી, ભાષાથી, અને વિચારોથી તમામ બદલ્યા તેનું ફળ આપણી, વસંતરૂતુ સમાન, દેશની વાડી બગાડી આપણા અરૂણોદય રૂપ જ્ઞાનને અધારામાં પૂર્યો. આપણાંજ શાસ્ત્રોના આપણેજ ઉંધા અર્થ કર્યા આપણાએજ આપણા ગુરૂભાઇઓ વડીલોનું અપમાન કર્યું, મા કહેવાનું છોડી, બાપની બાયડી કહેવા રૂપ, જે બ્રાહ્મણોના કરજદાર, રૂણી, ઉપકાર તળે દબાએલા, તેનાંજ બાળકોને ભિસ્તિ, ખર, બબરચી, પીર કહીને વગોવ્યા. બગાડયું તે બધુંજ બગાડયું સારીવાત, સાદીવાત, શાંતવાત, કરીજ નહીં, જ્યાં ત્યાં તનથી, ધનથી, મનથી, વાણીથી. હિંસા, હિંસા, અને હિંસાજ કરી. હા કલી. ખેર, ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવાનું સાદું સૂત્ર, કદી ભૂલશું નહી. સિદ્ધિચારૂ સઘળું વિચારી વિચારીને વાંચીશું, શુદ્ધ સાત્વિક વિચારોથીજ આપણું ગાડું ચલાવશું. શામાટે કોઇની નિંદા કરવી જોઇએ.

સર્વે— ભજનની લેર.

શા માટે કરીએરે, નિંદા કોઇની,
અમે શું કરવારે કરીએ નિંદા કોઈની.
કરીએ પ્રભુ વ્હાલાં કામ, મળવાને સહુનેરે. શામાટે.
રાગદ્વેશ માયા ને મમતા, તજી તદ્દન અભિમાન;
આપતણી ઓળખ આપીશું (૨) લગાવશું નિજ તાનરે શા.
રૂપરંગમાં રંગ રાગમાં, વેશ બેશ કરી ભાન;
ફેશનનું ફુલાવું ભુલી, જૂનાનું લઈ જ્ઞાનરે એ શા.
રાજા, વ્હાલો પ્રાણ અમારો, ચારૂ એક નિશાન;
તેને દુખકર થાય ન તે કરી, કરશું સહુ અહેશાનરે. શા.
દેશદાસ મન વાસ મંત્રકરી, ફરિશું ધ્યાન મસ્તાન (તેમાં)
ભલે અમારો કોઈ અમને મારે, તેને અર્પીશું અમ પ્રાણરે. શા.

સગુણ—હવે ઘણું થયું છે, આટલી આટલી, ઉપાધીઓ, મૂર્ખતાઓ, અને નફટાઇ, જ્યાં નજર સામે તરી રહી છે; ત્યાં હવે સમજવાનું શું રહ્યું. હવે ચાલો ચાલો પેલા મહાત્માનાં દર્શન કરવા જઇએ આપણે બધાં આપણી ધુનમાંજ રસ્તામાંજ રખડતાં રહ્યાં (સર્વે જાય છે.)

## પ્રવેશ ૩ જો સમાપ્ત.

## પ્રવેશ ૪ થો.

સાધુઓની પર્ણકુટી, ફકીર, યોગી, સાધુ થએલા પાશ્ચિમાત્ય. પાદરી, જ્ઞાનદેવ, પાછળથી તમામ સદ્‌ગૃહસ્થ મંડળ.

ઠુમરી.

જનમ્યો જગમાં તે વૃથા જનમ્યો;
ઉપકાર ન, દેહથકી કરીયો.
પ્રભુએ આપ્યું છે તન, આ સેવ્યને માટે;
અધિકારી જનનો ઠરીઓ. જનમ્યો.
ઇચિડાએન શબ્દનો અર્થ જુઓ;
જઈ પશ્ચિમમાં કહો શું પ્રસર્યો. જનમ્યો.
પણ આજ બધું અવળું સમજી;
જગ, પાપી પ્રપંચ મહીં ભરીયો. જનમ્યો.

**બધાં**—મહારાજ પ્રણામ, સબ સંતનકી જય.

**સાધુઓ**—કલ્યાણ મસ્તુ, અહોહોહો, આ તમામ વિચિત્ર મંડળ ક્યાંથી આ ભેળં ભેળાની યાત્રા ક્યાંથી.

**તમામ**—મહારાજ અમારાં હૃદયચક્ષુ ઉઘડયાં ત્યાંથી. ( એક પછી એક )

**લોભાજી**—મહારાજ દીન બંધુ, હું બરાબર સમજ્યો, સાધુ બ્રાહ્મણને હવે ઘણાજ માનથી આપીશ. શું મહારાજ, માનહો ? મારે ઘેર, ભીખારીઓની, ભીડ થવા આપીશ નહી. પણ જ્ઞાનથી સદ ઉદ્યોગે ચડાવીશ. વિદ્વાનોને મારા ગુરૂ તુલ્ય, મુરબ્બી પૂજ્ય ગણી તેમના પાસેથી રહસ્ય સમજવા શાસ્ત્રોનાં ભાષાંતરો કરાવીશ, અને પાદરીઓ જેમ, ભાષણો આપે છે, તેમ, મારા દેશના

વિદ્વાનો પાસે યુરોપની માફક, લેકચરો અપાવીશ, અને મારૂં દ્રવ્ય એ રસ્તેજ વાપરીશ, બીજા દેશોને પણ, મારૂં સારૂં કૃત્ય કરી, સારા થવાના પ્રત્યક્ષ આદર્શ રૂપ થઇશ

પાખંડાનંદ–દીનદયાલ હું હવે મને પોતાને ઓળખીશ. પ્રભુ કર્મનાં ફળ સહુને દાસત્વ, નીચત્વ અને ગુલામગીરી બિમારી અને અધોગતના મળી ચૂક્યાં છે. વર્ણન કરવા કરતાં સર્વ અનુભવી રહ્યાં છે.

સર્વે–ગુરૂમહારાજ, હવે કોઇ પણ માણસ અમારામાં અમારાપણું, પોશાકમાં, ભાષામાં, અને કર્તવ્યમાં મનસા વચને કર્મણાથી ન દેખે, તે ભલે અમને કલીનો અવતાર માને, કલી કહે તોપણ, સહન કરશું અને સુધરશું, પણ કલહ કરી હિંસા કરવા રૂપ, સામાનું દિલ કદી પણ દુખવશું નહીં. (બધાં સાથે)

કવ્વાલી ગઝલ.

જગત વિપદે જઈ રાને, ભૂમિ પાથરણું પાથરશું
સુખે સોના તણીસેજે, અગાઉ પેઠે પરવરશું.
કવચિત ગજ ઉપરે બેસી, કદી ખુલ્લા પગે ફરશું;
જરૂર રાને જરૂર ગામે, અગાઉ પેઠ પરવરશું.
કવચિત શસ્ત્રો ગ્રહી હાથે, જઇને યુદ્ધમાં મરશું;
જગતના સુખને સારૂ, અગાઉ પેઠે પરવરશું.

નહીં સુખથી કદિ છકશું, કદિ નહીં દુઃખથી ડરશું;
થઇ મત્તભેદથી છુટા, અગાઉ પેઠે પરવરશું.
જગતના સુખને માટે, ધરમની ધુંસરી ધરશું;
બધાં વર્ણો બની સાચાં, અગાઉ પેઠે પરવરશું.
ગુરૂ વૃદ્ધની સદાસેવા. કરી શુદ્ધ ચિત્તથી તત્પર.
સળગતી આગમમાં ઝુકી, અગાઉ પેઠે પરવરશું.
પશુ શ્વાનો કઇ મરતા, અમો ના એમ મરવાના;
ખરા થઈ દાસ આ દેશે, અગાઉ પેઠે પરવરશું.

**બધાસાધુઓ**—શાબાશ. શાબાશ, પણ તમારી આ કહેણીજ છે કે રહેણીમાં પણ, એમ વરતશો ?

**બધાઓ**—મહારાજ આ અમારી સત્ય પ્રતિજ્ઞા છે. અને તે પ્રાણાંત પ્રતિજ્ઞા છે. આપના ચરણો પર અમારાં માથાં મૂકી કબુલ કરીએ છીએ કે આપ અમારા ગુરૂ અને અમેં આપના શિષ્ય છીએ, અમારૂં તન, મન, ધન, આપનેજ શરણે છે.

**સાધુ**—ગુરૂ ગોવિંદસિંહે, પરીક્ષા કરી હતી. મહાત્મા હજરત પેગમ્બરે હજરત ઇબ્રાહીમની પરિક્ષા કરી હતી. તેમ તમારી કસોટીમાં તમે પાર ઉતરશો ?

**બધા**—આજ્ઞા આપો, શું કરી બતાવીએ, તુરત આજ્ઞા આપો, અમો મરીશું આપ આજ્ઞાથી તો સ્વર્ગમાં જઇશું. એમ ખાત્રીજ છે. અચળ વિશ્વાસ છે. દ્રઢ સંકલ્પ છે.

સાધુઓ—જ્યાં સુધી તમારી વિપત્તિઓ, રોગો, વગેરે જે કાંઇ આધિ વ્યાધિથી, રીબાતા હો, તે માટે જ્યારે જ્યારે તમારા પર આપદ આવે ત્યારે પ્રભુનું ભજન એકચિતે ! અન્નપાણી નો ત્યાગ કરી, શુદ્ધ તનમનથી અને વસ્ત્રથી શુદ્ધ થઈ ઇશ્વર આરાધનમાંજ આરૂઢ થજો. કબૂલ છે ?

તમામ—મહારાજ, આ અમારો વિચિત્ર વેશ, આપના શરણુમાંજ મૂકીએ છીએ, આ હવે અમે બધા અમારા અસલ વેશમાં હાજર છીએ, અને પ્રથમ કસોટી જ્યાં લગણુ, અમારી વસંત, અરૂણોદય, અને વાડીઆ આ વાડી કલિના અંધારામાંથી મુક્ત ન થાય, ત્યાં લગણુ તમામ મુકીએ છીએ.

સર્વહિત— કવિત.

બિનુમદ બનહિન, બાગ, બિનુમદ કુંજર કયસે;
બિનુમદ સરિતા ક્ષીર, દુગ્ધ દધિ ફીકે જયસે.
બિનુમદ ગરલ, અકાય શ્યામ મૃગ દ્રગનનીકી;
બિનુમદ ચંદ ન ચાપ, મદન, અરિ લગહીન ટીકી.
અહંમ બ્રહ્મ સોઇ મદહુય, બિનુ નરમદ જગનર નહીં;
નરમદ સેં નર હરગીજ હુય, કૌન અસત કર શકતહીં.

મદ—દ્રઢ સંકલ્પ જે નરમાં નથી તે નરજ નથી. મદથીજ નરમદજ દેખાય છે.

સર્વે—સત્ય છે, સત્ય છે, સત્ય છે, જય જય સીતારામ,

રામચંદ્રજીકી જય. શ્રી કૃષ્ણુ પરમાત્માકી, જય. બંદે-માંતરમ ( સર્વે જાય છે. )

## પ્રવેશ ૪ થો પૂર્ણ.

---

## પ્રવેશ ૫ મો.

### કળી રસ્તામાં.

**કલી**—હા. હું શું જોઉં છું. અત્યારે મારૂં કોઈ નહીં. વ્યભિચારી કરણુઘેલા સરખી મારી દશા ? અરવલીની ખાણુમાંની પ્રતાપે કરેલ આ ઐારંગજેબની દશા ! પાંડવકુળ નિકંદન કરનાર અશ્વસ્થામાની આ દશા ? કોઈ નહીં. હાય.

દરબારી કાનરો.

ઠામોઠામ ફેશનમેં ફેલાવી, પણુ મહેનત કામ ન આવી ઠામો.
મારી કૃત્તિ મેં એવી ચલાવી, પ્રેમ બતાવી બાવા બાવી બનાવી.
સતીઓ શુદ્ધ વનવન રઝળાવી વેશ્યાઓને પદવી અપાવી ઠામો.
આચાર વિચાર સહુ પલટાવી ધર્મ ધીરજથી ભ્રષ્ટ બનાવી;
કરણી અકરણીની ગમ નાવી પાખંડને દીધ પૂજાવી. ઠામો.
મંડળ સરવે તોડી ફોડી માંહોમાંહે સળગાવી હોળી;
પણુ વિદવાને આડા આવી મારી મહેનત ધૂળમાં રોળી ઠામો.

કયાં જઉં, શું કરૂં, દુકાન, કારખાનાં, ઓફિસોમાં મારૂં

કોઇ મળે નહીં અરે મારે કામ કોનાથી લેવું. અને કરવું. અરે મારી ટોપી ક્યાંથી ખરીદવી ? વ્યાપાર કોનાથી કરવો. સમસ્ત દેશ, વેશ, એક એક અને એકજ થયો. ત્યાં મારે કરવું શું ? ધર્મ વિરૂદ્ધ વર્તન કરવું એ વળિ વચમાં સરકાર આપ, તેનો પક્ષ કરી મને મારી નાંખે, મારે શું કરવું. મારી ફેશનની કૃત્તિનુ પોગળ ઉઘાડું પડયું, હવે તો જેમ જેમ કંઇક જરા તોફાન કરીશ ત્યાં ઉલટું સામું બળ વધશે, પણ હા મેં કલીનું કામ કર્યું રાજા કહેવાયો, પણ રાખેંગારના ભાણેજ દેશળનું ભવિષ્ય ફાંસીપર લટકવું પડયું. દેશ દ્રોહીઓ અમીચંદ વગેરેની પણ એ દશા થઇ, ત્યારે હું કોણ ? સુધારા વાળો ? કળિરૂપે મારી બુદ્ધિ ફેરવી. આખું ચક્કરજ ફર્યું ? સમસ્ત પૃથ્વીના આગેવાનોની એવી બુદ્ધિ થાય. જ્યારે આવા સંસ્કારો પડે ત્યારે, તે દેખી સાધારણ માણસોની પણ એવી વૃત્તિઓ થાય છેજ, ઘણું થયું અવધી આવી. સમસ્ત પૃથ્વીનું કલ્યાણ, એ એક ઇશ્વરનીજ ઓળખાણ શિવાય બીજો રસ્તો નથી.

( ક્રોધાજી મોહાજીનું આવવું. )

ક્રોધાજી—બસ મને આજ્ઞા આપો મહારાજ હમણાં હું બધાને કેદ કરીશ તમારા દુષ્મનોને પાપ અત્યાચાર હા. હા. શીયળ તોડવાં એતો મારૂં સહેલું કામ ?

કળી—ચુપ ચુપ, આપણો ક્રોધથી નાશ થયો. અરે તમામ આપણો સાથ સૂનો થયો. બેવકૂફો હું કોણ ? તમે

જાણો છો. સત્ય યુગમાં, ત્રેતામાં, લાખો વરસની તપશ્ચર્યા માણુસો કરતાં તે હરિશ્ચંદ્ર સરખા સત્યવાદીના માગવાથી પ્રભુએ માત્ર ધ્યાનથીજ પવિત્રતાથીજ મોક્ષ આપવાનું વરદાન આપેલું છે, જે વખતે પણ હું હતો. વિશ્વામિત્ર સરખાને ભમાવનાર હું હતો. જ્યારે જ્યારે અસુરોનો ત્રાસ વધી જાય છે, ત્યારે ત્યારે અમે શિક્ષણ આપવા સારૂ લોકોમાં અમારો ત્રાસ વરતાવીએ છીએ. જ્યારે અધમ દશામાં આવે છે ત્યારેજ લોકો અમને ઓળખી અમારો ત્યાગ કરી સુખી થાય છે. પણ હાં. હવે ચાલો ચાલો સર્વહિત બ્રાહ્મણનાં દર્શન કરી મુક્ત થઇએ.

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

(સર્વહિત બ્રાહ્મણ સર્વ સંત સમાજ ત્યાં કલી વગેરેનું આવવું.)

સર્વહિત—મોહમાં ફસાઈ માત્ર આત્મ સુખને માટેજ વલખાં મારવાં ? ખરૂં આત્મ સુખ તો સમજવું મુશ્કેલ છે. પણ વગર ભણેલા એમ કહે છે તેઓ આત્મા એટલે શું તે સમજી શકતા નથી. એટલે તેને શરિર સુખજ કહેવું જોઈએ, તે શરિર સુખને માટે રાવણ સિકંદર નેપોલ્યન, સીઝર વગેરેએ જુલ્મો કર્યા. નાશ થયા. શું લઈ ગયા ? કોઇ પણ નહીં, ફના ? અમલદારો,

અધિકારીઓ, શાહુકારોએ નીચતાથી દ્રવ્ય ઉપાર્જન કરેલું. પણ સાથે કોઇ લઇ ગયા નહીં, સારા ભણેલા જ્ઞાનીમાં ગણાતા ન્યાયાધિશનું નામ ધરાવનારાઓ શું ? અધ્યાત્મ જ્ઞાન નથી શીખ્યા ? કે ન્યાય નથી શીખ્યા ? ન્યાય નથી શીખ્યા ? તેજ લાંચીઆ, અને વકીલો; વકીલો એટલે આડકતરીઆ એજન્ટો તેજ ધણીના પૈસા અરે ! અસીલના પૈસા ખાઈ જઇ શું, નીમકહરામ નથી બન્યા ? દાખલાઓ ઘણા છે. આવું દરેક કામમાં દરેક ડીપાર્ટમેન્ટમાં, દરેક ટોળામાં થતું આવ્યું છે. અને તે સંબધે આખેર પરિણામે નુકસાનજ થયાનાજ ધર્મ પુસ્તકો અને ઇતિહાસોમાં સંખ્યાબંધ દાખલાઓ છે, હવે ઘણું થયું છે. મારો પુજાનો વખત થયો છે, આપણે બધા પ્રાર્થના કરી લઇએ.

**કુલી**—વગેરે તમામ—પોતપોતાનાં કપડાં ફેશન વગેરે મૂકી.

અધમ ઉધારણ ભવ દુખ તારણ આશા એક તમારી છે.

હે અધમોના ઉદ્ધારનાર, હે ભૂસુરો બ્રાહ્મણો આપના પ્રતાપેજ આ નિષ્કલંક જ્ઞાન થયુ છે. કોઈની પણ હિંસા ન કરતાં એકજ સ્થળે એકજ પ્રભુની પાર્થના કરીશું. અને મોક્ષ મેળવીશું. ( ધ્યાનસ્થ થાય છે. )

**કુલી**—ક્રોધાજી મોહાજી ( તમામને પ્રણામ કરતા કરતા દીન વાણીથી. )

હવે તમે તમારૂં ધ્યાન મૂકો અને ધંધેધાપે વળગો હું તમારા આશ્રય વગર હવે મરણુ શરણુ થાઉં છું. અરે મારાં તમામ કામ અટકી પડયાં, હું નિરાધાર થઈ ગયો. ભલે તમે તમારૂં સંભાળો, પણ હવે મારા તરફ દયા કરો.તમારી વસંત અરૂણોદય આ,વાડી આ, હું પાછી સોંપું છું. આનંદથી તમે રહો. મારા તમામ કપટો પ્રપંચો મૂકી હું તમારે શરણુ છું. હવે ક્ષમા કરો. હમેશાં નીચનો ક્ષય થાય છે તેમ મારો તમામ ક્ષય થયો, અવધિ આવી.

**તમામ**—સરપથી ડરેલા સીંદરીથી પણ ડરે છે, એટલે તારો વિશ્વાસ શો? જેને રાજા કહીએ. જે ઇશ્વરનાં રૂપો માનીએ, તેજ મોટા મોટાઓથી મોટો તો એક ઇશ્વરજ છે, તેણેજ પશ્ચિમમાં જો, કોલ કરારો તોડયા, વચન ભંગ થયા. પ્રજાઓને ઠગી અંત સુધી ઠગી અને ઠગતા આવ્યા છે. ત્યારે તારો શો ભરૂસો? અમારી આંખમાં ઘણી આંગળીઓ થઈ હવે તારૂં કદી પણ માનશું નહી. ચોર; જુગારી, વ્યભિચારી, શરાબી, અને પોલીસનું કહેવું જે માને તે તેનાજ પેશાબના હોય છે. કારણ તેઓ કદી સાચાં બોલતાં હોતાં નથીજ. કારણ તેનાં મન તેમના હાથમાંજ હોતાં નથી. શરાફો સટોરીઆ, એજન્ટુએટો શરાબી, સુધરેલા

ચોર, વ્યભિચારીનો ભરૂંસો શો ? માટે ક્ષમા કર, અને અમોને ઇશ્વરના ધ્યાનમાં રહેવા દે. અમારો ઇશ્વર અમારી રક્ષા પોતેજ કરશે અરે પ્રભુ ? તારાં કૃત્યો તો અમારી આંખો આગળ તર્યા કરે છે.

બાકસ ચૂસે બીડી ચૂસે, ચૂસે બેન્ડીસ બાઇ;
સીગારેટોની સગડી મોઢે શરાબ પેટો માંઇ;

જ્યાં ત્યાં ચુસવા અને સળગાવવાજ માંડયું. અરે એક ત્રાટક ક્રિયા સત્યામૃતમાં સહેલામાં સહેલી બતાવી છે. તેના પર પણ અમારૂં લક્ષ ન હતું અને ઇશ્વરને જોઈ શકતા ન હતા. દયા કર હવે તારૂં રૂડું મોઢું અમારાથી દુર રાખો પ્રભુ.

**કુલી**—અહિંસા એ શુદ્ધ ધર્મ સઘળાનો છે, આ તમારી વસંતરૂતુ લ્યો બસ હવે અરૂણોદય થયો. લ્યો આ વાડી આ લ્યો. શાંતિથી રહો. અને હું પણ સાચો સ્વદેશ સર્વહિત ભગત બનીશ અને નિષ્કલંક પ્રભુનાં દર્શન કરતોજ રહી અને નિષ્કલંક કામો કરીશ, હવે ક્ષમા આપો, આ સિદ્ધિ—ચારૂ પવિત્રતાથીજ સર્વ માન્ય સિદ્ધાન્ત, સિદ્ધિનોજ આપનાર છે. સિદ્ધિચારૂનો મંત્ર હું પણ જપતો રહી પવિત્ર થઇ પરમાત્માના પદની અક્ષય સિધિ મેળવીશ.

સનન ન સોહે સાંવરીયાં શ્યામ એ રાહ.

સર્વે—

થઇ રહ્યો આનંદ અપાર, આજે થઇ રહ્યો આનંદ અપાર.
એક ટેકથી સાથે વિવેકથી મળ્યા અમારા આચાર હાંરે પ્રભુ.
શસ્ત્રન અસ્ત્ર કંઇ યુદ્ધ ન કીધું, માત્ર દ્રઢ સંકલ્પો થયા ફળનાર હાંરે.
સાત્વિક શુદ્ધ ચૈતન્યનો જય થયો ભાગ્યો અસુરોનો ભાર હાંરે.
યત્ર યોગેશ્વર યત્ર ધનુર્ધર તત્ર સર્વ હિતે છે સાચો જયકારહારે,
બન્દેમાતરમ્.

પ્રવેશ ૬ ઠ્ઠો પુરો.

અંક ત્રિજો સંપૂર્ણ.



સંસારમાં તેજ પ્રકાશે છે, જેણે સત્ય વિદ્યાને વ્હાલી ગણી છે.

# સત્યામૃત.

## નીચેસુજબ આ પુસ્તકમાં ત્રીસ પ્રકરણ લખવામાં આવેલ છે.

૧ ઇશ્વરની સિદ્ધતા. ૨ લોકોત્પત્તિ, (આચાર્યો અને પેગમ્બરોના ઇતિહાસ સહિત.) ૩ મેસ્મેરીઝમ. (માનસિક યોગ) હીપ્નોટીઝમ. (દેવોનું આવવું) સ્પીરીચ્યુલીઝમ, (પ્રેતનું આવવું) ૪ સ્વરજ્ઞાન, ૫ જ્યોતીષ, અને સામુદ્રિક, ૬ વૈદક, ૭ વનસ્પતિ, પ્રાણીનો અરસપરસ પ્રાણીઓથી સંબંધ. ૮ ધર્મ, ભક્તિ, ભાવના, શ્રદ્ધા તે શું. ૯ સાધુ, ૧૦ અહિંસા, ૧૧ આચાર તે શું. ૧૨ બ્રાહ્મણ તે શું. ૧૪ ઈતર વર્ણ પરિક્ષા. ૧૪ લગ્નસંબધ. ૧૫ મૂર્તિપૂજા શું છે. ૧૬ શ્રદ્ધા તે શું. ૧૭ સ્ત્રિના ધર્મ અને ઉત્તમ પ્રજા કેવી રીતથી થાય તેની રીત ૧૮ પુરૂષના ધર્મ અને પુત્ર પુત્રી ઉત્પન્ન કરવાની રીત, ૧૯ છ દર્શન તે શું. ૨૦ ન્યાય. ૨૧ વૈશેષિક. ૨૨ સાંખ્ય. ૨૩ યોગ, ૨૪ મિમાંસા. ૨૫ વેદાંત. ૨૬ પાપ તે શું. ૨૭ પુણ્ય તે શું. ૨૮ કર્મવિપાક એટલે કયા કયાં કર્મ કરવાથી કયા કયા રોગ થાય છે તેનું દર્શન. ૨૯ જડ ચૈતન્ય તે શું. ૩૦ ઓમ્ સર્વ એકાકાર, ઉપસંહાર.

પૃથ્વીની ઉત્પત્તિથી આજ સુધીમાં સહુ વિષયો સાથે

સાદી ભાષામાં સહુ કોઇ સમજી શકે અને સમજાવેલી રીતી-
ઓ સહેલાઇથી કરી શકે એવું દેશી, વિદેશી પ્રત્યક્ષ, પ્રમા-
ણોથી આજના જમાનાના સાયન્સથી દરેક સમજી શકે એવું
પુસ્તક કોઇપણ પ્રકટ થએલું કે સાંભળેલું નથી. ચાળીશ વ-
રસની મહેનત, અનુભવાદીથી લખવામાં આવેલું છે. જેને છ-
પાતાં પણ, ઓછામાં ઓછા આશરે છ માસ થશે. એવું
૫૦૦ થી ૬૦૦ પૃષ્ટનું કે તેથી પણ વિશેષ દળદાર થવાનું
છતાં સહુના, હિતને માટેજ ઉત્તમ પુરૂષોના અત્યાગ્રહથીજ
આ વખતે રૂ. ૫) પાંચ કિમત રાખવામાં આવી છે. ટપાલ
ખર્ચ જુદું સમજવાનું છે.

ગુજરાતી, સિંધિ, અને હિન્દિભાષામાં એક એક હજાર
કોપી છપાસે ત્યારબાદ અંગ્રેજી ભાષામાં એક હજાર કોપી છ-
પાવવાની મહાનુભાવોની આ વખતે ઈચ્છા છે. આ પુસ્તકની
કિમત્ત, પાછળથી વધારવામાં આવશે, માટે જલદી નામ નોં-
ધાવો એક હજાર નકલ. ભરાવા બાદ રૂા. ૫ ની કિમતે આ
પુસ્તક મળશે નહીં.

આ ત્રીસ પ્રકરણોનાં સંસ્કૃત ભાષામાં ઘણાં જુદાં જુદાં
પુસ્તકો થયાં છે અને તેનાપર વિવેચનો થઈ એટલું બધું
લખાએલું છે કે તમામ લખાણોની ખરીદી કરવામાં આવે તો
ઓછામાં ઓછા હજાર પંદરસો રૂપીઆ ખરચતાં પણ, તમામ
સમૂહ મળી શકે નહીં અને મળશે તો સાધારણ માણસથી

સમજી શકાશે નહીં સાક્ષર શિરોમણી મણીલાલ નભુભાઈ તરફથી પ્રાણવિનિ મય, એ મેસ્મેરીઝમ છે, તે ભાગ્યેજ એક નાટકના ઓપેરા કરતાં મોટું હોય છતાં તેની કિમત રૂ. ૩ છે. સ્વામી શ્રી. પૂ. પા. આત્માનંદજી મારા ગુરૂશ્રી તરફથી ખાસ મેસ્મેરીઝમનો ગ્રંથ વીશેક વરસપર નીકળેલો છે, તે પણ એવોજ નાનો છે. છતાં રૂ. રાા કિમત છે શ્રીમન્ન મહાશય. નથુરામ શર્મા તરફથી યોગ કૌસ્તુભ આદી ઘણા મહાત્માઓ તરફથી યોગનાં પુસ્તકો નીકળેલાં છે તેની પણ કીમત માત્ર એજ છે કે સહજ ઓછી છે. એના પ્રમાણમાં આ સત્યામૃત ગ્રંથની કિમત કશી ગણત્રીમાંજ નથી પણ સર્વ વસ્તુના સાર ખેંચી આ "સિદ્ધિચારૂ"ની પેદાશ તેમાં યોજી તેપણ દેશમાં બહોળા વિસ્તારાર્થે નજીવી કિમત રાખી છે. જે પુસ્તક વાંચવાથી એકજ પ્રકરણ વાંચતાં લાભ થાય છે તેની પણ કિમત થઇ શકતી નથી દેશનું દેહનું અને મોક્ષનું ઉચ્ચ સ્થાન મેળવવાજ ખતાર દરેક વ્યક્તિને માટે આ એકજ પુસ્તક ઘરમાં સંઘરવા લાયક છે. માટે આવેલી તક ગમાવશો તો પાછળથી પસ્તાવો થશે.

કર્તા.

**નર્મદાશંકર નાગજી. ત્રવાડી.**

# નીચે લખ્યાં પુસ્તકો નીચેને ઠેકાણેથી રોકડી કીમતે વેચાતાં મળશે.



મોહન મનહાર સિંધિમાં. .... ...કિ. રૂા. ૦—૧—૬

સિદ્ધિચાર (નાટક) ... .... ....કિ. રૂા. ૧—૯—૦

સત્યામૃત. ... ... ... .... ....કિ. રૂા. ૫ પો. જુદું.

(થોડી મુદત માટે પછી કિંમત વધશે.)

કર્ત્તા પાસેથી નર્મદાશંકર નાગજી નેત્રા—પો—તેરા—કચ્છ.

એન. ત્રિવેદી. રણુછોડ લેન કરાંચી—સિંધ.

આર. એસ કવિરાજ કાન્તા બિલ્ડિંગ—કાલબાદેવી રોડ બીજે માળે—મુંબઈ.

ત્રીકમદાસ ગોવિંદજી ધમાણી. ડોશીવાળાની પોળ મામાજીના ઘરમાં—અમદાવાદ.

શંકરદત્ત નર્મદાશંકર હડીઆણા, હાલાર.

